# અનુક્રમણિકા.

પાઠ ૨૭ મા મહાભારત ભા ૩
પાઠ ૨૮ મો પિતૃભક્ત પુંડરિક
પાઠ ૨૯ મા પ્રભુ પ્રેમને વશ છે
પાઠ ૩૦ મો પરોપકાર
પાઠ ૩૧ મો મોટા પુરુષ કહે તે કરવુ, કરે તે ન કરવુ (કવિ
પાઠ ૩૨ મો વ્રત (ઉપવાસ)
પાઠ ૩૩ મો જીવને ઠપકો (કવિતા)
પાઠ ૩૪ મો પરચુરણ ધાર્મિક સિદ્ધાંતો

# વાચકો પ્રત્યે.

ઘણા સમય પછી આ ચતુર્થ ભાગ વૈષ્ણવો પાસે ર
કરવાનુ સદ્ભાગ્ય પ્રાપ્ત થયુ છે આ ભાગ પહેલા ભાગે
કરતા મોટો થયો છે આ ભાગમા સાંપ્રદાયિક રહસ્ય વધા
પ્રમાણમા જણાશે સાથ મહાભારત આદિ ઇતિહાસો પણ બાળકો
ઘણાજ ગમશે કેટલાક સિદ્ધાંતના પાઠો છે, પણ તે એવા સરળ
અને રસમય છે કે, થોડુ ધ્યાન દઇને વાચતા કંટાળો નહિ ઉપજે

પાચમા ભાગમા સિદ્ધાંતોનુ તત્વ વધારે રહેશે આપણો માગ
વ્યાપક છે, સંકુચિત નથી તેથીજ ઉદાર ધોરણે આ માળા રચાઇ છે
દરેક ધાર્મિક હિંદુ આ ગ્રંથમાળાથી પ્રસન્ન થવો જોઇએ

વૈષ્ણવોએ આ બાલગ્રંથમાળાનો ઘણોજ સત્કાર કર્યો છે
છેલ્લા બે વર્ષમા જુદા જુદા મણકાની કુલ પચાસ હ
સંખ્યા થઇ છે આથી અમારો ઉત્સાહ વધે તે સ્વાભા
ગણાશે વૈષ્ણવો આવા પુસ્તકોને પોતાના બાલકોના
મૂકવા લાગી જાય તો એટલો તો નિશ્ચયજ છે કે, ભ
બાળકોના જીવનમા ધર્મના અંશો વધારે ચમકતા

જુન શુદ ૧
૧૯૮૧

વસંતરામ શા

# કાંઈક.

રૂપ સૂર્યની આસપાસ ઘેરાં વાદળ છવાઇ રહેલાં છે
ગે ધોળે દહાડે અંધકાર પોતાની સત્તા જોશભેર સ્થાપી
। ધાર્મિક ગૃહોમા જળહળી રહેલી જ્યોતિને બુઝાવવા
ાટે વંટોળીઓ વળખા મારી રહેલો છે કેટલાએ ઘર
શવિહોણા બનાવી દીધાં છે' આવા વિકટ સમયમા
જ આધાર છે, એકજ આશાનું કિરણ છે એ દિવ્ય
પ્રભુ શ્રીકૃષ્ણની ભક્તિ છે અત્યારે પણ એ દિવ્યકિરણ
ાઇ કોઇ સ્થળે ઓછોવત્તો પ્રકાશ બતાવી જ દે છે,
ારે ધાર્મિક સમાજ પોતાનુ જીવન ટકાવી રહ્યો છે
, તે કિરણને પણ ઝાખા પાડવાના પ્રયાસો થઇ રહ્યા
અભેદ્ય રેખાની આડે મોટા મોટા પહાડો રચાવા
રખેને એ કિરણનો પ્રકાશ ફેલાતા આપણુ સામ્રાજ્ય
એવા ડરથી ઘુવડોએ ભયંકર ઘૂત્કાર શરૂ કરી દીધા છે
। આડે આવવાની તાકાત આ ચૌદ બ્રહ્માડમા તો કોઇની
નથી ભલે બિચારા એ નિશાચર પ્રાણીઓ પોતાની
ષ્ટિમા મહાલે, ને પોતાના ભયાનક નાદો કરે એમની
ન-ચેષ્ટા એકજ ક્ષણમા હતી નહતી થઇ ગઇ છે, થાય
શે

ુ ધાર્મિક સમાજ કંઇ તે તરફ બેદરકાર ન જ બને
ાુવે એવા વિકટ સમયના ઝપાટાથી પોતાના ઘરને જ
ત્રુ જોઇએ સમજી લેવું જોઇએ કે, પૂર્વજોના સમ
પણી સામ ઘણા જ વિષમ પ્રસંગો આવી ગયા છે ને

•

આવશે પૂર્વજો જેટલા તાકાત વિનાના આપણે એનો ? કેમ કરી શકીશુ ? આ વિચારો નજર પાસે રાખીને અને દરરોજ શાસ્ત્રના [illegible] કરવાની તો આપણને નહિ જેને આપણુ [illegible] અર્પણ કરી ચુકયા [illegible] દઢતા સાથે રાખીએ તો કશુ મુશ્કેલ નથી

ઉપરની વિકટ સ્થિતિ સામે બચાવ કરવાના [illegible] નોમાનો આ એક પ્રયત્ન છે આપણે તો હાલ [illegible] ગયા હોઇએ, પણ ભાવિષ્યના સંતાનો તદ્દન નીચે ન [illegible] કાઇ સભાળ રાખવાના [illegible] દિશા બતાવવાને આરભ્યો છે આના પાર હાર તો તે સર્વશક્તિમાનને આપણી શી તાકાત ?

આ પ્રયાસનો વૈષ્ણવોએ ખૂબ આદર કર્યો છે બી[illegible] પાચ હજાર પ્રતો વૈષ્ણવોએ પોતાના ઘરમા પધરાવી લી[illegible] ઉત્તેજનથી ઉત્સાહ વધ્યો અને ઉત્તરોત્તર આવા ભા[illegible] કરવાનો નિશ્ચય કર્યો છે વૈષ્ણવો એટલુ ખાસ સમજે કે, આમા પૈસા પેદા કરવાનો પ્રધાન ઉદ્દેશ નથી સર[illegible] માટી સખ્યામા વૈષ્ણવો આવા સાહિત્યનો લાભ લે, અ[illegible] કાલના ગમેતેવા કલિયુગના પુસ્તકો પોતાના બાલકોના ન જવા દે એવી આતર અભિલાષા છે ચોથો ભાગ પ[illegible] થવા આવ્યો છે આશા છે કે, પહેલાના એ ભાગોની ભાગનો પણ વૈષ્ણવો તરફથી આદર થશે જ

શ્રીરાધાષ્ટમી–સ ૧૯૮૦ | વસંતરામ શા
પાટણ |

# બે બોલ.

જ્યારે કોઇ વાત પોતાના અનુભવની હોય ત્યારે તેને માટે પ્રમાણ શોધવા ન જવું પડે બાળપણથી પડેની પ્રભુની કથાની છાપને ધીર માણસ ગમે તેટલો નાસ્તિકોનો સગ કરે, પણ તે નાસ્તિક નથી બનતો બીજ રૂપે પ્રભુ હૃદયમા બિરાજી જાય છે, તેને પોષણ મળતા સમય આવે ફળરૂપ બને છે મ બાર વર્ષ કેળવણી ખાતામા કામ કર્યુ છે તેમાએ નિશાળે ભણતો ત્યારથી માડીને આજ સુધીની એટલે બત્રીસ વર્ષની જીવનચર્ચામા, ધર્મ સબધી જે વિચિત્ર ઘટનાઓ મારા આત્માએ અનુભવી છે, ત મહાવિચિત્ર છે મારૂ જીવન ઉન્નત છે એ બતાવવાનો મારો આશય નથી માત્ર બાળપણની ધાર્મિક કેળવણી કેટલી ફળીભૂત
અને તેના પર ગમે તેટલા આઘાત આવે પણ તે
તી નથી, તેજ બતાવવાનો મારો ઉદ્દેશ છે. બાળપણથી
ભક્તિનુ બીજ કદી નાશ નથી જ પામતું, એ મારા
અનુભવની વાત હોવાથી મે આ બાલશિક્ષાઓ લખ-
રૂઆત કરી છે નાનપણમા "મહાભારત"ની કથામાથી
ભક્તિનુ બીજ રોપાયુ તે બીજમા ચદ્રહાસ, સુધન્વા,
અર્જુન તથા વિદુરજીએ ખૂબ ભાગ ભજવ્યો તેમાય
દ્રહાસની પ્રભુએ અનતવાર કેવી રીતે રક્ષા કરી એ
વર્ષની ઉમરે મારા હૃદયમા બેસી ગએલી, તે ક્ષણવાર
રે નહિ રાત્રે અમે નાના છોકરા એકઠા થઇને વાતો
ત્યારે હું ચદ્રહાસનીજ વાત કહેતો આ વખતે માત્ર

રામનામના જપ હુ કરતો, પણ તેનો ઉદ્દેશ કેવલ પરીક્ષામા પાસ થવાનોજ હતો ખરેખર, પરીક્ષામા પણ હુ ઘણે ઉચે નંબરે પાસ થતો કોલેજમા ભણતો, ત્યારે પણ પરીક્ષાના સવાલો આવે તો એકદમ ન જોતા પાચ મિનિટ પ્રભુને ભજી લઉ, ને પ્રાર્થના કરૂ કે, મને પરીક્ષામા બહુ દોકડા અપાવજો, ને બધા સવાલ આવડજો. પરિણામ પણ તેજ આવતુ નાનપણમા રામ-નામના જપથી મે કેટલાએ લૌકિક લાભ અનુભવ્યા છે, તેનો નિકાલ અત્યારે સમજાય છે કોલેજમા પણ ઘણા સ્કૉલરો મશ્કરી કરે, છતા અગિઆર માળા તો હુ નાહીને શાન્તિથી ફેર-વતો, ને તે ડાકોરમા બિરાજતા શ્રીરણછોડજીની છબી સામે રાખીને કોલેજની છેલ્લી પરીક્ષામા મને બહુ બીક રહેતી, ને તેથી પરીક્ષા-મા બહુ સારા દોકડાથી પાસ થવાની પ્રાર્થના કરતો પરિણામ એ આવ્યુ કે હુ પહેલે નબરે પાસ થયો, એટલુજ ન‍િ એક બે સિવાયના બધા ઇનામ અને ચાદો (મેડલ મળ્યા આથી મારી શ્રદ્ધા વધી, ને તેથી મે શ્રીગીત અભ્યાસ શરૂ કર્યો શ્રીગીતાજીની ટીકાઓ પણ વાચી

આમ નાનપણનુ બીજ રોપાયા છતા મને શિક્ષકની કરતા એક આર્યસમાજીનો સગ થયો, તે તો મારી શ્રી જીની છબી જોઇને ખૂબ મશ્કરી કરે. મારા બાપદાદા વૈષ્ણવ ધર્મ, ને તે સર્વે શ્રીકાકરોલીની ગાદીના સેવક ( આ વખતે શ્રીવલ્લભકુળ કે એ સબધી કઇ વાતજ નહોતી, એટલે પેલા આર્યસમાજીએ મને વગર લવાજમે પ્રકાશ છાપુ મગાવી આપ્યુ "આર્યપ્રકાશ" એટલે

દુનીઆનેજ અધર્મી ને દૂષિત દેખનાર અજવાળીક છાપું. કોઈ પણ ધર્મમાં કંઈજ સાર નથી એમ બતાવી મન બગાડી નાખનાર એ અઠવાડિકે પ્રભુ ઉપરની મારી શ્રદ્ધા ડગમગતી કરી ! બે વર્ષમાં તો હું પકકો નાસ્તિક બન્યો. છબીની સેવા ને માળા મુકી દીધી. પણ નાનપણથી હીંડતાં ને ચાલતાં રામરામ જપવાની જીભની ટેવ હું છોડાવી શકયો નહિ જેમ આપણે ચાલતા હોઈએ, ત્યારે ખબર ન પડે તેમ આપોઆપ હાથ હાલે છે, તેમ નાનપણની ટેવને લીધે ડગલું ભરતાંજ જીભ રામનામ જપવા મંડી પડે ! હવે આ રામનામ શી રીતે ભુલી જવું એજ પ્રશ્ન થઇ પડયો !!
હવે તો રામ ભગવાન મટીને મારે મન ક્ષત્રિયકુમાર બન્યા હતા,
પણ તરીકેની આસ્થા નાશ પામી, પણ જીભ બિચારી
કાવાથી તે પ્રભુ શ્રીરામચંદ્રજીનો સ્નેહ વિસરી શકી નહિ
મેં પેલા આર્યસમાજીને કરી કે ભાઈ, તમે બહુ કહો
મારાથી રામનામ તો અજાણ્યે પણ જપી જવાય છે.
બી તેણે કહ્યું કે, રામનામથી શરીરનું આરોગ્ય સચવાય
ખુલાસો કર્યો કે 'રા' બોલતાં મો પાસેનાં રોગ ઉત્પન્ન
જંતુઓ આઘાં ઉડી જાય છે. ને 'મ' કહેતાં મુખ
ાથી તે અંદર પેસતાં નથી, એટલે રામનામ બોલવાથી
આરોગ્ય સચવાય છે. માટે રામનામ જપવામાં નુકસાન
તો મને શાંતિ થઇ આ વખતે મારી પાસે કેટલાક
જનો "સત્યાર્થપ્રકાશ" વગેરે પુસ્તકો આવ્યાં. સત્યાર્થ
મેં ખૂબ વાંચ્યું. પણ મને તેમાં એકજ શંકા થયા
આજ સુધીના આ ધર્મ સ્થાપન કરનારા બધાજ
? કોઇ પણ ધર્મ દુનીઆપર નિર્દોષ નથી? આ

૨૨૪૫૪

કહેવાય? માત્ર દયાનંદ સરસ્વતીએ ઉત્પન્ન કરેલો આ ધર્મજ સર્વ રીતે શુદ્ધ હશે? કશો નિશ્ચય મનને ન થાય ઘણીવાર મુઆઉં, પણ કશુ સુઝે નહિ શુ આ મહાભારત, રામાયણ, શ્રીમદ્ભાગવત, બળધરાખ્યાન, પ્રહ્લાદખ્યાન, ધ્રુવાખ્યાન વગેરે બધાજ પ્રાચીન ગ્રથો ખોટા હશે? આમ કેમ મનાય? એવું હોય નહિ, જો એમ હોય તો જનસમાજ તેનો આદર કરે નહિ, ને આવું માહાત્મ્ય એ વસ્તુઓનુ હોય નહિ આવા વિચારના વમળમાં મને કંઇ પણ માર્ગ ન સુઝે કામ તો આર્યસમાજનું કરતો, પણ હ્રુદય રામનામ ન ચુકે, એટલે અનાસ્થ હૃદયને સ્પર્શ કરી શકે નહિ માગ વતનથી દૂર એક નાના ગામડામા આ મારી નોકરી હતી આ પહેલાં મે મહારાજા લાયબલ કેસ નાખ્યો, કે જે મને આર્યસમાજિસ્ટો તરફથી મળેલો હતે પુષ્ટિમાર્ગ તરફ તો મને બે હદ તિરસ્કાર ઉદ્ભભવ્યો. તે સુધી કે એકવાર તૃતીયપીઠાધીશ્વર શ્રીબાળકૃષ્ણલાલજી મારા વતનમાં પધારેલા, મારા રહેવાના ઘરની ફળી બહ લીમડાના વૃક્ષ નીચે ચકલામા આપશ્રી થોડીવાર સ્થભે મારા પિતાએ કહ્યુ કે ભાઇ, આપણા ગુરુદેવ શ્રીગુસાંઇ રાજ પધાર્યા છે, તારે દર્શન કરવાં હોય તો ચાલ વખતે જે ઉદ્ગારો કાઢયા, તે તો વાચક વર્ગ સમક્ષ મુકું. માત્ર લગાર હલકા શબ્દોમાં કહું તો હુ એવા દર્શન કરતો નથી એમ કહી મે મારા પિતાજીને પણ બોલાવી લીધા. સે કડો તિલકવાળા વૈષ્ણવોની મે મશ્કરી ઓમાં કરી હશે આમ છતા શ્રીરામચદ્રજીએ જી

હૃદય બીજાને વશ ન થયુ. અનિચ્છાએ પણ કોઇ કામ કરીએ, તો તે ફળરૂપ તો બનેજ છે કારણકે કરેલુ કામ નિષ્ફળ ન જાય, તેમ રામનામના માગ જાપ નિષ્ફળ તો નજ ગયા. આખરે ત્યાથી મારી બદલી થઇ અને ત્યા મને એક વૈષ્ણવ ભગવદીયમો સત્સગ થયો તે મારા હાથ નીચે શિક્ષક હતા, તેથી નિશાળમાં પણ અમારે જોડે બેસવાનુ થતુ હુ બધા તિલકવાળાને પહોંચી શકયો, પણ આ વૈષ્ણવને ન પહોચી શકયો ઉલટો તેમણે કેટલાક ગુરુદેવના પ્રસગો કહેવાથી હુ તેમનો મિત્ર બની ગયો. અને અમારા બે વચ્ચે હૃદયપારનો સ્નેહ બધાઈ ગયો. સાથે બેસવુ, સાથે સુવુ, સાથેજ ફરવા જવું ને સાથે નોકરી કરવી, આ બધાનુ પરિણામ બહુજ સુદર આવ્યુ આ વૈષ્ણવના સત્સગ પહેલાની મારા હૃદયની દુ ખદ દશા હુ કહેવા નથીજ માગતો. હુ ધર્મ સબધી કોઇ બાબતનો નિર્ણય ન કરી શકયો હોવાથી ગત્રે ઘણીએવાર પથારીમા રડયો હોઇશ, અને ત્યાર પછી જ આ સત્સગની મને પ્રાપ્તિ થઇ આમ છતા મને વધારે ભણવાની હોશ મનમાં રહેતી આ વખતે હુ અંગ્રેજી અભ્યાસ કરતો હતો, અગ્રેજી વાચતો જોઇ આ ગુરુના કૃપાપાત્ર વૈષ્ણવે મને એકજ બોલ કહ્યો, એ બોલે મારી જીવન દશા ફેરવી નાખી. તેમનાંજ વાકયો હુ અહીં ટાકીશ "શેર અનાજ તો બધાને મળે છે, ને તમને પણ મળશે, જયારે આવો રૂપાળો મનુષ્ય જન્મ નર્યો અભ્યાસની ને વિદ્યાનીજ કડાકુટોમા કહાડશો, ત્યારે આત્માનુ કલ્યાણ કયારે કરશો ? બહુ ધનવાન પણ શેર અનાજનોજ ધણી છે, માટે હવે કંઇક પ્રભુનું કાર્ય વિચારો" આ સાભળીને

તરતજ એ શેજી ચોપડીઓ પેટીમાં પૂરી દીધી આ વખતે મે તેમની પાસે કોઇ ભક્તિમાર્ગનો ગ્રંથ વાંચવા માંગ્યો, ગ્રંથ મળ્યો શ્રીમહાપ્રભુજીની વાણી વાંચતાં મારા હૃદયમાં જે ભાવો ઉદ્‌ભવ્યા તે તો હું નજ કહી શકું અને આચાર્યશ્રીનું સ્વરૂપ જોતાં તો હર્ષની વાત વાણીથી વદવી મુશકેલ ઈચ્છારામભટ્ટજી, દયારામભાઇ, વગેરેની વાતોની અસર તો જુદીજ ભાગજોગે શ્રીમહાપ્રભુજીનું જીવનચરિત્ર મળ્યું. તે વાંચતા તો મે વાંચેલા સતપુરુષોના જીવનોમાં સૌ કરતાં શ્રેષ્ટત્વ અનુભવ્યું, ખરૂ કહીએ તો સરસ્વતીજીએ જુની ઓળખાણો કરાવી દીધી પછીની વાત કરવી એ તો હવે ઠીક નથી, પણ જે વસ્તુઓ મે મહાભારત, રામાયણ, વગેરેમાં સાંભળેલી તે હવે મને પોતાને અનુભવમાં આવવા લાગી. હજી મે બ્રહ્મસબંધ દીક્ષા નહોતી લીધી કોઇ પણ શ્રીગોસ્વામિબાળકનાં દર્શન પણ નહોતા કર્યાં પણ બિરાજમાન પંચમપીઠાધીશ્વરને શરણે ૧૯૭૩ ના મહા સુદ ૧૧ ના ચિરસ્મરણીય દિને અચાનક જઇ પહોંચ્યો કોણ જાણે શું એ કારણ હશે? હું મુગ્ધ બની એ જળહળતી જ્યોતિમાં ઝંપલાયો. એ પ્રભુશ્રીએ અમીદૃષ્ટિથી મારાપર અમૃત વર્ષાવી દીધું. એ પ્રથમ સમાગમ કોઈ જુદીજ વસ્તુ હતી, કૃપાનો અનુભવ કરનાર ને કૃપા વર્ષાવનાર એ બેજ આ વાત સમજી શકે. ત્યાર પછી મે બધા આર્યસમાજનાં પુસ્તકો જે પેટીમાં મુકેલાં હતાં, તે બુકપોસ્ટથી કામવન મોકલી દીધાં, તે હાલ કામવનની લાયબ્રેરીમા પડયાં હશે પછીની ઘટનાઓ તો વાણીદ્વારા નજ વદી શકાય. મારી કહેવાની મતલબ એ છે કે, બાળપણમા પડેલી ધર્મની છાપ વજ્રલેપ છે નાસ્તિકોનો સમાગમ

# પ્રસ્તાવના.

આજે વૈષ્ણવ બાળશિક્ષા 'ભા ૪ થો' વૈષ્ણવ બધુઓના હાથમાં મૂકતા મને અત્યત આનદ થાય છે આ તર્કવાદના ને જડવાદના જમાનામા આત્મોન્નતિના માર્ગની દિશા તરફ જવાની આગળી વડે માર્ગદર્શક થવાની ક્રિયા જેટલુ કામ પણ જો આ નાનકડા પુસ્તકો કરશે, તો આ શ્રમની સફળતા છે. ચોતરફથી આર્યસસ્કૃતિને દહન કરવા દાવાનળ સળગી રહ્યો છે, તેમા તે સસ્કૃતિના ઉપાસકોને સહેજ આશ્વાસન જેવા આ નાનકડા પુસ્તકો છે હજી આર્યભૂમિના ઉડાણુમા પણ પ્રેમ અને શ્રદ્ધા છે, તેનો નાશ થવાનો સમય આવ્યે પ્રભુજ તેની રક્ષા કરશે માટે આપણે તો પ્રભુ કર્તા કારયિતા માની આ શ્રીકૃષ્ણ પ્રભુએ અર્જુન પ્રતિ ઉચ્ચારાયલુ સૂત્ર હૃદયમા કોતરી રાખી, કર્તવ્યનિષ્ઠ થવુ રહ્યુ

આ ભાગમા પ્રથમ મે મર્યાદા ભક્તિ લીધી છે, ને તે ઉપરથી પુષ્ટિભક્તિની પ્રાપ્તિ શી રીતે થાય તે બતાવ્યુ છે જગતમા કેટલાક સાચુ બોલવુ અને મર્યાદાજ માર્ગીય રીતે શુદ્ધ જીવન ગાળવુ એનેજ જીવનની સફળતા માને છે, તેથી મે સત્યનો સત્યાર્થ સમજાવવા ત્રીજા પાઠમા કવિતા લખી છે સ્ફટિક મણિનો શુદ્ધ મહેલ હોય પણ જો તેમા કોઇ રહેતુ ન હોય, અને નિરૂપયોગી હોય તો તે નકામો છે, તેમ ગમે તેવો શુદ્ધ ચારિત્ર્યશીલ માણુસ હોય પણ પ્રભુભક્તિ ન હોય તેનુ જીવનુ કશાજ કામનુ નથી શુદ્ધ ચારિત્ર્યથી તે પ્રતિષ્ઠા મેળવે, પણ તેના આત્માને કાઇ લાભ નથી ગુરુભક્તિના પાઠો મે આ ભાગમા લીધા છે, તેમા સત્કાર્યો અનતરૂપ લે છે, એ પાઠમા

અલૌકિક દૃષ્ટિએ બધુ સમજાવવા બનતો પ્રયત્ન કર્યો છે એ અનુભવ વડેજ સમજાય એવી વસ્તુ છે. પ્રેમ અને શ્રદ્ધા એ જીવન સાફલ્યના સ્તંભ છે સિદ્ધાંત રહસ્યને ભગવદાજ્ઞા પણ મે આ ગ્રંથમા લીધી છે વળી મોટા ભક્તોની અલૌકિક દૃષ્ટિ અને તેમની અનુભવી વાતો ને કીર્તન સબંધી સંક્ષેપમા ઉલ્લેખ કર્યો છે મે તેમા શાસ્ત્રીય પુરાવા ને વિદ્વાન્‌મંડળની વાતે નથી લીધી કારણ બાળકની શક્તિ બહાર નજ જવાય બાળકને આપણા ધર્મગ્રંથોનુ પણ જ્ઞાન હોવુ જોઇએ, આપણા બાકી ગ્રંથો પાચમા ભાગમા લઇશુ શ્રી ભાગવતનુ પ્રાકટ્ય કહીને પ્રભુની ભક્તિ વગર શાંતિ નથી, તે પણ સ્પષ્ટ બતાવ્યુ છે જીવને ભગવાન વગર કયાએ સુખ નજ હોઇ શકે તિલક વિષે આમા જરા વધારે વિવેચન કર્યુ છે, ને તે જરા ઉચી દૃષ્ટિએ કર્યુ છે દયાના પણ બે પાઠો લીધા છે, તેમા દયાનુ શુદ્ધિપણુ કઇક બતાવ્યુ છે પુષ્ટિમાર્ગીય દયા એમા સ્પષ્ટ બતાવી છે સત્સંગનુ માહાત્મ્ય પણ સમજાવવા પ્રયત્ન કર્યો છે શ્રીગુસાઇજીના જીવનચરિત્રના પાઠો પણ ટુકામા લીધા છે તેમા જીવનની રૂપરેખાજ આપવામા આવી છે વળી આગળ મહાભારત પણ લીધુ છે બાળકોને મહાભારત સાભળવામા બહુજ મજા પડે છે, તેમ નિશાળમા શિક્ષક તરીકેના સમયે પણ અનુભવેલુ છે તેથી તે પાઠ પણ લીધા છે મહાભારત કહેનારા માણભટ્ટોએ ભક્તિમાર્ગનુ ને આર્યસંસ્કૃતિનુ ઘણુ રક્ષણ કર્યુ છે, એમ કહેવુ જરાએ અતિશયોક્તિ ભરેલુ નથી મને ચોક્કસ યાદ છે કે, મહેમદાવાદના એક વ્યાસે મારા વતનમા કથા કરેલી તેની પાસેથી મે છેક બાળક અવસ્થામાં મહાભારતની કથા સાભળી હતી મારા રહેવાના ઘરની પાડોશમા તે

રહેતા હતા, આથી દિવસે પણ હુ તેમની પાસે જતો. તેમણે મને એક તુલસીજીની માળા મોટા મણકાની આપી હતી, તે હુ શરમ આવે માટે છાનોમાનો ભજતો, અને દફતરમા પેનોની કોથળીમા રાખતો પેન કાઢતા પણ કોઈ જાણી ન જાય તેની ખુબ સાવચેતી રાખતો આ વખતે મને ભક્ત શબ્દની ભારે ધાસ્તી લાગતી આમ છતા બાળજીવન કઈ જુદીજ વસ્તુ છે, તે બાળપણની નિર્દોષ ચેષ્ટાઓ ઉપરથી યાદ આવે છે બાળક નાનપણમા તદ્દન નિર્દોષ અને શુદ્ધ હોય છે, પણ મોટુ થાય છે, ત્યારે પરિસ્થિતિના સજોગો તેને પ્રપચની ગદકીમા મુકે છે સ્વાર્થી બાબતો તેને પ્રપચની જાળમા ફસાવે છે, આમ મહાભારત મને પ્રિય હોવાથી મે આમા લીધુ છે મને તો એમજ વિચાર થાય છે કે મહાભારત અને રામાયણના ગ્રથો બાળકોની શક્તિના પ્રમાણમા નિશાળોમાજ ચલાવવા જોઈએ આ ગ્રથો આર્ય સસ્કૃતિના રક્ષણમા પણ મદદ કરે મહાન શિવાજીએ હિદુ ધર્મનુ રક્ષણ કર્યું, તે નાનપણથી મહાભારત અને રામાયણ ભણીનેજ વળી બીજા કોઈ ધર્મને તેણે નુકસાન નથી કર્યું, તે ઉદારતા પણ તેને મહાભારત અને રામાયણમાથીજ મળેલી રામાયણ આપણે પાચમા ભાગમા લઈશુ

પ્રભુ પ્રેમને વશ છે, તે પણ એક પાઠમા ભક્તોના દાખલાથી સમજાવ્યુ છે. પરોપકાર પણ અલૌકિક દષ્ટિએ સ્પષ્ટ સમજાવવા એક પાઠ ગોઠવ્યો છે તેમા સાચો પરોપકાર કયો તે સ્પષ્ટ બતાવ્યુ છે. મોટા પુરુષો કરે તે આપણાથી ન થાય, તેમની શિખામણ પ્રમાણે વર્તાય તે પણ એક કાવ્યથી બતાવી દીધુ છે હાલ કેટલાક પોતાનામા તેવા ગુણનો છાટો ન છતા

મોટાઓના દાખલા લઇ ઉચ્છૃંખલ બન્યા છે, ને બને છે, તેમને એ કાવ્ય ખાસ સમજવાનુ છે કોઇ મોટા પુરુષની કૃતિનો દાખલો આપણા જીવનમા તેમનુ જીવન કેટલુ ઉતર્યું છે, તે તપાસ્યા પછીથી લેવો જોઇએ સુખ ભોગવવાની ઇચ્છાવાળાએ પણ દુ ખ ભાગવવાની તૈયારી કરી રાખવીજ જોઇએ, કારણ કે સુખદુ ખ એ તો છાયડી છે સૂર્ય ઉગીને અને આથમીને આપણને એજ જ્ઞાન આપે છે છેવટે તપ અથવા ઉપવાસ સબધી પણ સામાન્ય વિવેચન છે આ પછી જીવને ઠપકા છે જેઓ મનુષ્ય જન્મની મોઘવારી નથી સમજતા અને ક્ષણિક મોજમજામા મ્હાલી રહ્યા છે, આત્મોન્નતિનો વિચારજ જેમને નથી આવતો, તેમને માટે એ કવિતા ત્યાગામભાઇએ લખેલી છે છેવટે ધાર્મિક સિદ્ધાતો થોડા લીધા છે તે પણ વિચારવા જેવા છે આમા વધારે પાઠ રાખવામા આવ્યા છે, કારણ કે નવુ ભાગ શીખ્યા પછી બાળક કઇ આગળ વધે એ સ્વાભાવિક છે

છેવટે વિનતિ કરૂ છુ કે, આમા જે કઇ છે ત મારૂ પોતાનુ નથી મહાનુભાવીઓનો પ્રસાદજ છે, તેમ છતા આમાની વાતો અનુભવ બહારની પણ નથી, એમ પણ માની લેવાની મારી નમ્ર વિનતિ છે જો બાળક રૂપી કળિકાઓને ખીલવવામા કઇક પણ ભાગ આ મારો પ્રયાસ ભજવશે, તો હુ મારા જીવનને કૃતકૃત્ય માનીશ

કાર્તિક વદિ ૨
૧૯૮૧

દીનકિંકર.

# વૈષ્ણવબાલશિક્ષા.

## [ ભાગ ૪ થો. ]

### પાઠ ૧ લો.

### ભક્તિ—ભાગ ૧ લો.

ગુરુજી—ભાઈઓ, આપણે સરસ્વતીની પવિત્રતા વિષે ની અને મન પવિત્ર થવાના, વાણી પવિત્ર થવાના, શરીરને પવિત્ર થવાના સાધનોની વાતો કરી તમે બધાજ એવી રીતે વર્તાવ પણ કરો છો હવે આવી વાતો તથા ભક્તિ એ સબંધમા આપણે કંઇક વધારે જાણીએ

કનુ—ગુરુજી, મારા દાદીમા એક દહાડો કહે છે કે, ભક્તિ કરીને એક સ્ત્રી હતી, તે બહુજ સુકાઈ ગઈ હતી આ વખત સારો નહિ હોવાથી તેને કશુ પોષણ મળ્યું નહિ, તેથી તે ઘરડી થઈ ગઈ એનું નારદ નામના એક ભક્તે રક્ષણ કર્યું, શુ ભક્તિને પોષણ જોઈએ ? આમા તો મને સમજણ ન પડી.

ગુરુજી—હુ કનુભાઈ એ વાત ખરી છે, એક વાર નારદજીનો ભક્તિ સાથે સમાગમ થયો, તે વખતે ભક્તિ બહુજ સુકાઈ ગયેલી હતી, કારણ કે લોકો પ્રભુની સેવા, કીર્તન વગેરે કરે તો ભક્તિનુ પોષણ થાય, પણ તે

તો સૌ ભુલી ગયા હતા, પ્રભુની સેવા, કીર્તન વગેરે ભક્તિનો ખોરાક છે, તે વડે ભક્તિનુ પોષણ થાય છે આ પણે જોઇએ છીએ કે, ભગવાનની સેવા વડેજ જીવ સુખી થાય છે, છતા તે તરફ ભાગ્યેજ કોઇનુ લક્ષ હોય છે આવા ખરાબ વખતને લીધે ભક્તિ બિચારી સુકાઇ ગઇ હતી આ ભક્તિ એક રૂપાળી સ્ત્રી હતી, તે આવીને નારદજીને બે હાથ જોડીને કહેવા લાગી કે, "હે નારદજી, હુ ભક્તિ છુ આ કળિયુગના પાખડી લોકોએ મારા અગો ભાગી નાખ્યા છે તેથી જેમ કોઇના અગને ભાગી નાખતા તે દુખી થાય, તેમ હુ દુખ પામુ છુ માત્ર વૃદાવનમા જવાથી મારૂ પોષણ થાય છે મારા બે પુત્રો જ્ઞાન અને વૈરાગ્ય તો તદ્દનજ મરવા જેવા થઇ ગય છે આનુ શુ કારણ હશે તે કહો એટલે નારદજી બોલ્યા, "હે પવિત્ર અને નિર્દોષ ભક્તિ, હુ મારા દિવ્ય જ્ઞાનથી તારો વિચાર કરૂ છુ, તુ ખેદ કરીશ નહિ, પ્રભુજ તારૂ ભલુ કરશે આ કળિયુગ મહાભયકર છે, તેણે પવિત્ર આચારનો, સયમનો તથા શાતિનો નાશ કર્યો છે, લોકો બહુજ પાપ કરનારા થઇ ગયા છે શઠતા અને દુષ્ટ કર્મ કરે છે, આ યુગમા સારા માણસો દુખી થાય છે, ને દુષ્ટ મનુષ્યો સુખ ભોગવે છે, આવા વખતમા જે ધીરજ રાખે તેજ પવિત્ર અને ડાહ્યો કહેવાય લોકો દુનીઆના માયાવી સુખોમા આધળા થયા

છે, તેથી તારી સામે કોઇ જોતુ નથી માત્ર વ્રજમા ભગવાન પર લોકોનો પ્રેમ હોવાથી ત્યા તારૂ પોષણ થાય છે આથી વૃંદાવનમા તુ આનંદથી નાચે છે, તેથી વૃંદાવન ભાગ્યશાળી છે" આ સાભળી ભક્તિ બોલી કે, 'કળિયુગ આવ્યો છે, ત્યારે પ્રભુએ શા માટે એને મારી નાખ્યો નહિ? કારણ કે પ્રભુ પાપીઓને સજા કરનારા છે" આ સાભળી નારદજી બોલ્યા કે, શ્રીકૃષ્ણ જ્યારે દુનીઆમાથી સ્વધામમા પધાર્યા, ત્યારે કળિયુગ દુનીઆમા આવ્યો, પ્રભુ હોય ત્યા સુધી કળિયુગનુ જોર ચાલતુ નથી, પણ પછી બધે ઠેકાણે એ યુગ ફરી વળ્યો આ વખતે પરીક્ષિત રાજા રાજ્ય કરતો હતો, તેણે કળિયુગને દીઠો. તેનો નાશ કરવાનો વિચાર કર્યો, પણ તેમા બહુ અવગુણ છતા એક મોટો ગુણ છે, માટે જવા દીધો "બીજા યુગોમા તપ કરવાથી, યોગથી તથા સમાધિથી જે ફળ મળતુ નથી, તે ફળ આ કળિયુગમા ભગવાનના ગુણ ગાવાથી મળે છે" આ ગુણ મહા મોટો હોવાથી કળિયુગને જગતમા સ્થાન આપ્યુ બીજી તરફ જોઇએ તો લોકો નાસ્તિક ભયકર કામ કરનારા, આચાર વગરના, સયમ વગરના, ક્રોધી, લોભી, માત્ર વાણીમાજ બોલીને ચુપ રહેનારા, સારી રહેણી કરણી વગરના થઇ ગયા છે આમ છતા આ કલિયુગ છે, તેથી એનો ધર્મ આવોજ છે, માટે પ્રભુ બધુ સહન કરે છે" આ સાભળી

ભક્તિ બોલી કે, "હે નારદજી, તમે ભાગ્યશાળી છો મારા પવિત્ર ભાગ્યને લીધે તમે મને મળ્યા છો પવિત્ર સાધુ પુરુષના દર્શન જગતમા બહુ ઉત્તમ ફળ આપનાર છે તમારા સમાગમથીજ પ્રહ્લાદજીને અને ધ્રુવજીને પ્રભુના દર્શન થયા હતા હુ તમને નમસ્કાર કરૂ છુ

**ભગુ**—ગુરુજી, આ ભક્તિનુ કહેવુ સત્ય છે, અમે પણ તમારા સમાગમથી તથા દર્શનથી પાવન થઇ ગયા છીએ આપ આવી રીતે વાતો કહો છો, તેથી અમારામા કેટલી બધી પવિત્રતા અને સદ્ગુણ આવે છે? આપ એક બહુ પવિત્ર પુરુષ છો, ખરી વિદ્યાજ અમને ભણાવો છો અન્ય વિદ્યાઓ ગમે તેટલી ભણીએ, પણ જો આવી ધર્મની અને પ્રભુ સબધી વિદ્યા ન મેળવવીએ, તો બીજી બધી વિદ્યાઓ નકામી છે



## પાઠ ૨ જો.

### ભક્તિ—ભાગ ૨ જો

**કનુ**—ગુરુજી, પછી નારદજીએ શી રીતે ભક્તિનુ દુ ખ મટાડયુ? ગઇ કાલે એ વાત અધુરી મુકી હતી .

**ગુરુજી**—કળિયુગમા અવગુણ ઘણા છે, પણ તે બધા અવગુણને ઢાકી દે એવો એક મોટો ગુણ તેનામા છે

**બાબુ**—હા, ગુરુજી, કળિયુગમા કીર્તન **કરવાથી** ભગવાન પ્રસન્ન થાય જો એક ચિત્તે થોડી વાર પણ એ પ્રભુનુ ગુણગાન કરીએ તો પ્રભુ આપણા પર તરત કૃપા કરે છે

ગુરુજી—સાભળો, નારદજી કહે છે કે, **ભક્તિદેવી,** તુ નકામી ખેદ કરે છે ના માટે તુ ચિતા કરે છે? શ્રી કૃષ્ણના ચરણ કમળનુ સ્મરણ કર, એટલે તારૂ દુ ખ જતુ રહેશે જે પ્રભુએ દ્રૌપદીની લાજ રાખી, જે પ્રભુએ અનત સકટોમાથી વ્રજભક્તોનુ રક્ષણ કર્યું, તે શ્રીકૃષ્ણ તારા પર કૃપા કરશે, ને તારૂ દુ ખ તદ્દન દૂર કરશે હે ભક્તિ, તુ શ્રીકૃષ્ણને સદા પ્રાણ કરતા પણ વહાલી છે, અને તુ બોલાવે, તો પ્રભુ નીચના ઘરમા પણ જાય છે સત્યયુગ, ત્રેતાયુગ અને દ્વાપરયુગમા જ્ઞાન અને વરાગ્ય મુક્તિના સાધન હતા, જ્યારે કળિયુમા ભક્તિ વડેજ પ્રભુ મળે છે. એક વાર શ્રીકૃષ્ણે તને આજ્ઞા કરી હતી કે હે ભક્તિ, તુ મારા ભક્તોનુ પોષણ કર આ આજ્ઞાથી તુ ભક્તોનું પોષણ કરે છે મુક્તિ તો તારી દાસી છે આ કાર્ય તેં સત્ય, ત્રેતા ને દ્વાપર યુગમા કર્યું, તે વખતે તને ખૂબ આનદ હતો પણ હવે હુ આ તારી દુ ખી સ્થિતિ જોઇને ઘેર ઘેર પ્રભુના ઉત્સવ તથા કીર્તન સ્થાપન કરી તારી પ્રવૃત્તિ કરીશ, ને તને આનદ થાય એવુ કરીશ આ ક-

ળિયુગમા કોઇ પાપી જીવ હશે, તો પણ તારા આશ્રયથી શ્રીકૃષ્ણની પ્રાપ્તિ કરશે જેના મનમા પ્રેમરૂપ હરિભક્તિ વાસ કરે છે, તેઓ પવિત્ર અત કરણ વાળા બની જાય છે અને તેના મનને કદી અયોગ્ય વિચારો આવતા નથી મલીનતા તો તેનાથી દૂરજ નાસી જાય છે હજારો વર્ષ તપ કરવાથી, ખૂબ જ્ઞાન મેળવવાથી કે ખૂબ દાન કરવાથી પણ પ્રભુ વશ થતા નથી ફક્ત જે તારો એક આશ્રય કરશે, તેનેજ પ્રભુ વશ થશે ભકિત વડેજ પ્રભુ મળે છે તેનો પુરાવો શ્રીગોપીજનો છે હજારો જન્મ જો માણસ સત્કર્મ કરે તોજ હે ભક્તિ, મનુષ્યને તારી પ્રાપ્તિ થાય છે કલિયુગમા આ સસાર સાગર તરવાનુ સાધન માત્ર ભક્તિજ છે ભક્તિ વડેજ પ્રભુ સમીપમા રહે છે જેઓ ભક્તિનો દ્રોહ કરનારા છે, તેઓ સદા સર્વ લોકમા મહાદુખી થાય છે ભક્તિજ ઉદ્ધાર કરનાર હોવાથી તેનુ મહાત્મ્ય કલિયુગમા સૌથી વધારે છે હે ભક્તિ, તારી મોટાઇ કેટલી બધી છે ? ”

ભક્તિએ નારદજીને કહ્યુ કે, હે નારદજી, તમે ભાગ્યશાળી છો હુ હવે તમને એક ક્ષણવાર પણ છોડીશ નહિ હમેશા તમારા મનમા વાસ કરીશ તમે મારી પીડા ક્ષણવારમા મટાડી છે આ પ્રમાણે નારદજીએ ભક્તિની પીડા દૂર કરવાની પ્રવૃત્તિ કરી

ભગુ—ગુરુજી, એ નારદજી કોણ છે ? એમના પિતાનુ નામ શુ ? એમણે ભક્તિના સુખ માટે શું શું કર્યુ ?

ગુરુજી—ભગુભાઇ, નારદજી એ બ્રહ્માજીના પુત્ર છે ને હમેશા પ્રભુનુ ભજન કરતા ફરે છે. હાથમા વીણા રાખે છે કીર્તન ગાય છે, ને વીણા વગાડે છે તેઓ ફાવે ત્યા ભજન કરતા કરતા પવનની પેઠે જઇ શકે છે તેમને પ્રભુ પર એટલો બધો પ્રેમ છે કે, તે જ્યારે ભજન ગાતા ગાતા ચાલે છે, ત્યારે તેમના પ્રેમથી રૂવા ઉભા થઇ જાય છે તેમણે ભક્તિસૂત્ર નામે એક સુદર ગ્રથ લખ્યો છે, તે "નારદભક્તિસૂત્ર" કહેવાય છે વળી બીજો નારદ–પચરાત્ર નામે પણ ભક્તિમાર્ગીય ગ્રથ તેમણે લખ્યો છે આ બેઉ ગ્રથો બહુજ સુદર છે, જે વિચારી વિચારીને વાચે, તેના જ્ઞાનચક્ષુ ઉઘડી જાય છે, ને પ્રભુ ભક્તિ તરફ તે વળી જાય છે

બાબુ—ગુરુજી, આપે તે દિવસે કહ્યુ કે, ભક્તિના અગો કળિયુગના પાપી અને પાખડી લોકોએ ભાગી નાખ્યા, તો ભક્તિને વળી અગ કેવા ?

ગુરુજી—ઉપરની વાત નારજીની યાદ રાખજો હવે આવતી કાલે ભક્તિના અગો સબધી વાતો કરીશુ

## પાઠ ૩ જો.

## પ્રભુ એજ સત્ય છે.

### રાગ રામગ્રી.

સત્ય વસ્તુ એક શ્રીહરિ, અન્ય નવ કોઈ સત્ય, • •
સત્યને શરણે રહેવુ સદા, એજ કાર્ય છે સ્તુત્ય[1] સત્ય

---

૧ વખાણવા યોગ્ય

સત્ય વચન વદવુ સદા, એનો અર્થજ એક,
હરિ વણ અન્ય ન બોલવુ, સત્ય જાણી વિવેક    સત્ય
સદ્વર્તન તેનેજ જાણવુ, વર્તન પ્રભુમય થાય
સદ્વર્તન અન્ય વર્તન નહિ, મત એ પ્રભુજી કહેવાય    સત્ય
સત્ય પુરુષો વા સજ્જનો, જગે તેજ કહેવાય,
પ્રીતિ પ્રભુમા અગાધ[1]ને, રમતા પ્રભુમા સદાય    સત્ય
સત પુરુષ પણ તેહ છે, સત્ય વસ્તુમા સ્નેહ,
પ્રીતિ અતિ પ્રભુને વિષે, એજ સત કુનેહ[2]    સત્ય
સત્કર્મ તેનેજ જાણવુ, સેવામાજ સમાય,
સેવા વગરના જે કામ તે, બધનકારક થાય    સત્ય
સદ્ગૃહ તેનેજ જાણવુ, જેમા બિરાજે શ્યામ,
સદ્ગૃહસ્થ પણ તેજ જાણવો, રહે તેવે મુકામ    સત્ય
સન્મન તેનેજ જાણવુ સદા વિચારે શ્રીશ,
ઇદ્રિયો પણ સત્ય તેજ છે, ભુલે નવ જુગદીશ    સત્ય
જગમા જે સત્ય ગણાય તે, મહુનો હાગ્શુ સબધ
હોય તો સત્ય એ સત્ય છે, નહિ તો ફોકટ ફદ[3]    સત્ય
કિકર એ સત્ય ગણે સદા, પ્રભુ સબધી હોય,
અન્ય ગણે સત્ય કોઇ તો, શ્રમ સહુ જાય તોય[4]    સત્ય

---

૧ અત્યત   ૨ ચતુરાઇ, ડહાપણ   ૩ ચાળા   ૪ તોય–જળ–પાણીમા બધુ વહી જાય

## પાઠ ૪ થો.

## ભક્તિના પ્રકાર.

કનુ—ગુરુજી, આપે કહ્યુ હતુ કે, ભક્તિના અગ આ કળિયુગમા આસુરી અને માયાવી જીવોએ ભાગી નાખ્યા છે તે, તથા આપે કહ્યુ કે, શ્રીકૃષ્ણની ભક્તિ કરવાથી ભક્તિને શાતિ થાય છે, તો શ્રીકૃષ્ણ વગર બીજા કોઇની ભક્તિ થઇ શકે ખરી?

ગુરુજી—હા, કનુભાઇ, જે લોકો દુનીઆના માયાવી સુખો અથવા મોજમજાની ઇચ્છા રાખે છે, તેઓ અન્ય દેવદેવીઓને ભજે છે, તે દેવદેવીઓ તેમને જગતના માયાવી નાશવત સુખ મોજમજા, વૈભવ, પુત્ર પરિવાર, પ્રતિષ્ઠા, પુત્ર વગેરે આપે છે પણ જેઓ શ્રીકૃષ્ણની ભક્તિ કરે છે, તેમને સચ્ચિદાનદ મળે છે, કારણ કે શ્રીકૃષ્ણ એજ આનદ સ્વરૂપ છે જન્મ મરણનો ફેરો પણ શ્રીકૃષ્ણ વગર કોઇ મટાડનાર નથી, બીજા દેવો તો ઉલટા માયાવી સુખો આપી જીવને બધન કરે છે, જ્યારે શ્રીકૃષ્ણ ભકતોને માયાથી દૂર કરે છે વળી ભકતોને ઉપરના સુખો પણ મળે છે, પણ ભકતો તેમા લેપાતા નથી. જેમ એક પ્રભુભક્ત કહે છે કે—

સસારમા સરસો રહે, ને મન મારી પાસ,
સસારમા લેપાય નહિ, તે જાણુ મારો દાસ,

જે માણસ સંસારમાં અંદર રહે, પણ ચિત્ત મારામાં રાખે, અને સંસારમાં મોહ પામે નહિ, તેને હું મારો સેવક જાણું છું, આવું ભગવાન શ્રીમુખેજ કહે છે માટે પ્રભુના ભક્તો સંસારમાં રહેવા છતાં પણ સંસારમાં આસક્ત નથી થતા, અને તેથી સંસારના સુખદુઃખ પણ તેમનાપર અસર નથી કરી શકતા

વળી બધા દેવો શ્રીકૃષ્ણના દાસ છે, તેથી શ્રીકૃષ્ણનીજ મરજી પ્રમાણે તેઓ પોતાના ભક્તોને ફળ આપે છે, એટલે જે અજ્ઞાની હોય તેજ શ્રીકૃષ્ણ પ્રભુ વગર બીજાને ભજે છે પ્રભુને ભજવાથી દેવો પણ પ્રસન્ન થાય છે, ને શ્રીકૃષ્ણની ભક્તિની અંદર પોતાની ભક્તિ તેઓ ગણી લે છે ઉલટા શ્રીકૃષ્ણના ઉત્તમ ભક્તોથી દેવો પણ બીએ છે, એવું સામર્થ્ય શ્રીકૃષ્ણના ભક્તોમાં હોય છે કહેવાનું તાત્પર્ય એ છે કે, ભક્તિનો ખોરાક આનંદ છે, અને તે શ્રીકૃષ્ણ વગર બીજા પાસેથી મેળવી શકાયજ નહિ

શ્રીકૃષ્ણ એજ આનંદના ભંડારી છે, પોતે પૂર્ણ પુરુષોત્તમ હોવાથી તેમનામાજ સર્વ પ્રકારના આનંદ ભર્યા છે આથી આનંદના અધિષ્ઠાતા શ્રીકૃષ્ણના સંબંધથીજ ભક્તિને આનંદ પ્રાપ્ત થાય છે, એમ નક્કી સમજવું જીવને પણ શ્રીકૃષ્ણની ભક્તિવડે આનંદ મળે છે

બાબુ—ગુરુજી, હવે આગળ પૂછેલા પ્રશ્નનો ખુલાસો કરવા કૃપા કરોજી

ગુરુજી—બાબુભાઈ, ભક્તિના મુખ્ય નવ અંગ છે એ નવ અંગના પણ પેટા નવ નવ પ્રકાર ગણીએ, તો એકાશી પ્રકારની ભક્તિ થાય છે ( આ વાકય સાભળીને ભોળા ભગુભાઇના આશ્ચર્યનો પાર ન રહ્યો, પણ હમણા ચુપ રહ્યા, પુરૂ સાભળ્યા પછી પ્રશ્ન પૂછવાનુ નક્કી કર્યું, ગુરુજીએ આગળ ચલાવ્યું જુઓ ) આપણા દેશમા એકડેએક થી નવ સુધીના આકડાને બદલે બાલકોને પ્રભુની નવ પ્રકારની ભક્તિ શીખવાતી હતી પ્રહલાદજીએ તો પાચ વર્ષની નાની વયમા એ નવ ભક્તિના નામો કડકડાટ કહી દીધા હતા તે નામો આ છે—૧ શ્રવણ, ૨ કીર્તન, ૩ સ્મરણ, ૪ પાદસેવન, ૫ પૂજન, ૬ વદન, ૭ દાસ્ય, ૮ સખ્ય, ૯ આત્મ નિવેદન આ નવે ભક્તિના મુખ્ય મહાન નવ ભકતા આ પ્રમાણે છે —

૧ શ્રવણ ભક્તિ–પરીક્ષિત રાજા
૨ કીર્તન ભક્તિ–શ્રી શુકદેવજી
૬ સ્મરણ ભકિત–પ્રહલાદજી
૪ પાદસેવન ભકિત–લક્ષ્મીજી
૫ પુજન ભક્તિ–પૃથુરાજા
૬ વદન ભકિત–અક્રૂરજી
૭ દાસ્ય ભકિત–હનમાનજી
૮ સખ્ય ભકિત–અર્જુનજી
૯ આત્મ નિવેદન ભક્તિ–બલિરાજા

ઉપર જણાવ્યા મુજબ નવ ભકિતમાની એક એક કરવાથી પણ પરીક્ષિત રાજા વગેરે તરી ગયા ભકિતનો પ્રતાપ મોટામા મોટો છે

કનુ—પણ ગુરુજી, ગોપીજનો ભકત ખરા કે નહિ? આમા તો તે આવ્યા નહિ, તેનુ શુ કારણ?

ગુરુજી—( હસીને ) તમારો પ્રશ્ન બહુ ભારે છે. તમે નાને મોઢે મોટી વાત કરો છો, એ જોઈ મને આશ્ચર્ય થાય છે ગોપીજનોની ભક્તિ તો ઉપરની નવેય પ્રકારની ભકિત કરતા ઉત્તમ છે એ ભકિત તે પ્રેમલક્ષણા કહેવાય છે પ્રેમલક્ષણા ઉત્તમોત્તમ ભકિત છે, તેનુ દાન તો શ્રી ભગવાને ગોપીજનોને કર્યું છે આ કળિયુગ છે, તેથી જો કોઈ નવ ભકિતમાની કોઇ પણ ભકિત બરાબર કરે, તો તેને પણ પ્રેમલક્ષણા ભકિતની પ્રાપ્તિ થાય એ ભકિત મળે તે તો મહાભાગ્યશાળી કહેવાય

---

## પાઠ ૫ મો.

## પુષ્ટિમાર્ગ.

ભગુ—ગુરુજી, શ્રીકૃષ્ણમાજ આનંદ છે, ને અન્યમા નહિ, તે મને બરાબર સમજાયું નહિ

ગુરુજી—ભગુભાઇ, ધનના ભંડારના અધિષ્ઠાતા કુબેર ભંડારી કરીને એક દેવ છે, તે જે આ દુનીયાની બધી

વસ્તુ સરજનારી શક્તિના આધિષ્ઠાતા બ્રહ્માજી છે, અને સૌ વસ્તુઓને સહાર કરનારી શક્તિના અધિષ્ઠાતા મહાદેવ કે શિવ છે જળના અધિષ્ટાતા વરુણદેવ છે વાયુના અધિષ્ઠાતા મારુત છે અગ્નિના અધિષ્ઠાતા સૂર્યદેવ છે સ્વર્ગના અધિષ્ઠાતા ઇદ્ર છે આ જગતની સર્વ વસ્તુઓનુ પોષણ કરનાર શક્તિના અધિષ્ઠાતા શેષશાયી સાત્વિક વિષ્ણુ છે આમ જેમા જેની સત્તા તેમા તે દેવ ખજાનચી જેવા છે શ્રીકૃષ્ણદેવ એ બધાના ઉપાર સત્તાધારી હોવાથી આનદ સાગરના અધિષ્ઠાતા છે, અલૌકિક આનદના પોતેજ ભડારી છે, તેથી ઉપરના દેવોને સેવવાથી તેમના તાબાની વસ્તુ મળે છે, તેમ શ્રીકૃષ્ણને સેવવાથી તેમના તાબાની વસ્તુ પરમાનદ કે સચ્ચિદાનદ મળે છે શ્રીકૃષ્ણના હાથ, પગ મુખ, ઉદર ચરણ વગેરે સર્વ આનદરૂપ છે માટે આનદના તેઓ માલીક છે તેથી તેમની ભક્તિવડેજ આનદ મળે એમ સમજવુ

ગોકુળદાસ—પણ ગુરુજી, આપે પાછળ અમને શ્રીમહાપ્રભુજીના સબધી વાતો કરી હતી, તે શ્રીમહાપ્રભુજીએ ભક્તિમાર્ગ સ્થાપ્યો, એ ભક્તિમાર્ગ તો નવ પ્રકારનો છે, તો શ્રીમહાપ્રભુજીએ નવીન શુ કર્યુ ?

ગુરુજી—ગોકુળદાસ, તમે તો ભારે વાત કરી તમે તો બોલ્યા નહિ, ને બોલ્યા ત્યારે તો મહાન્ પ્રશ્ન કરી બેઠા!

પણ તમે આ વાત સમજી શકશો કે કેમ તેની મને સમજણ પડતી નથી, છતા સાભળો આપણો માર્ગ એ પુષ્ટિમાર્ગ કહેવાય છે આપણો પુષ્ટિમાર્ગ સૌ માર્ગ કરતા ઉચામા ઉચો છે આપણી પુષ્ટિ સૃષ્ટિ એ અલૌકિક દૈવી સૃષ્ટિ છે આપણા પુષ્ટિમાર્ગમા આવીને ભક્તિ કરનાર જીવ દૈવી જીવ કહેવાય છે આ દૈવીજીવો મહાભાગ્યવાન છે એ ભાગ્યવાન દૈવી જીવોને શરણે લઇ શ્રીકૃષ્ણને સોપવા એટલે શ્રીકૃષ્ણનો સાક્ષાત સબધ કરાવવા શ્રીમહાપ્રભુજી પોતેજ પ્રકટ થયા છે દૈવી એટલે દેવના પણ દેવ શ્રીકૃષ્ણની સાથે જેમનો સબધ છે તેવા અથવા શ્રીકૃષ્ણનો સબધ કરવા લાયક મહાપવિત્ર ઉત્તમગુણોના જેમનામા ભડાર ભર્યા છે તે અત્યત પ્રેમવાળા જીવો આ દૈવીજીવો દુનીઆમા અન્ય જીવો ભેગાજ રહે છે, પણ દેહ, કાર્ય, ગુણ, શક્તિને પ્રભુના સબધ વડે સર્વથી તેઓ જુદાજ છે ગોપીજનોને આપેલી પ્રેમલક્ષણા ભક્તિનું આવા ભાગ્યવાન જીવોને દાન કરવા શ્રીમહાપ્રભુજી પ્રકટ થયા છે એ ભક્તિ શ્રીકૃષ્ણની કૃપા વડેજ મળે છે, ભગવત્કૃપા હોય તોજ આવી ઉત્તમોત્તમ ભક્તિ મળી શકે પુષ્ટિનો અર્થજ કૃપા છે પુષ્ટિ એટલે કૃપા, પુષ્ટિસૃષ્ટિ એટલે જે સૃષ્ટિ ઉપર પ્રભુની કૃપા છે તે સૃષ્ટિ પુષ્ટિ જીવ એટલે જે જીવ ઉપર પ્રભુની કૃપા હોય તેવો જીવ પુષ્ટિમાર્ગ એટલે શ્રીમહાપ્રભુજીની કૃપાવડે સાક્ષાત

પ્રભુ સાથે સબંધ કરાવનાર માર્ગ આમ આપણો માર્ગ તદ્દન કૃપામય છે પ્રભુ સર્વ દેવો કરતા મોટા છે વળી તેમને આપણે આપણી સેવાનાજ બળવડે પ્રસન્ન ન કરી શકીએ, એમા ગુરુની કૃપા જોઇએ અને તે દીનતા વડે મળી શકે આપણો પુષ્ટિમાર્ગ દીનતાથી શ્રીવલ્લભકુળદ્વારા શરણે જઈ સાક્ષાત ભગવત્પ્રાપ્તિ કરવાનો છે શ્રીમહાપ્રભુજીને શ્રીઠાકોરજીએ પોતે દર્શન આપી શ્રાવણ સુદિ એકાદશીને દિવસે દૈવીજીવોને બ્રહ્મસબધ કરવાની આજ્ઞા કરી આ બ્રહ્મસબધથી જીવના દેહ, પ્રાણ, ઇદ્રિયો, સર્વ અન્ય સાધનો પ્રભુના બની જાય છે આમ સર્વ પ્રભુનું બની જતા પ્રભુ તે જીવના બની જાય છે અને તેના પર કૃપા કરે છે આ બ્રહ્મસબધથી પ્રેમલક્ષણા ભક્તિ પ્રાપ્ત થઇ જીવ પ્રભુની અનહદ કૃપા મેળવી શકે પ્રભુ સાથે રમી શકે છે, ને સર્વ પ્રકારના આનદ લઇ શકે છે વળી શ્રીમહાપ્રભુજી ભૂતળ પરથી પ્રભુની લીલામા પધાર્યા, ત્યારે ભક્તિમાર્ગનું રક્ષણ કરવા માટે પોતાનું સામર્થ્ય સ્થાપન કરીને પોતાનો વશ એઓશ્રીએ પ્રકટ કર્યો છે અત્યારે પણ એ અલૌકિક વશ બ્રહ્મસબધ કરાવી જીવને કૃતાર્થ કરે છે, ને જે જીવ પર કૃપા કરે છે, તેને તો બડભાગી બનાવી દે છે આ બાબતો આપણે આગળ વિચારીશુ શ્રીમહાપ્રભુજીના પણ બે અલૌકિક બાળક પ્રકટ થયા (૧) શ્રીગોપીનાથજી

(૨) શ્રીવિઠ્ઠલનાથજી કે શ્રીગુસાઇજી વળી શ્રીગુસાઇજીને પોતાના જેવાજ સાત બાળકો હતા, તે વાતો પણ આપણે આગળ વિચારીશુ તેઓની વાતો પણ ટુકી ટુકી કરીશુ

---

## પાઠ ૬ ઠો.

## ગુરુભકિત

ભગુ—ગુરુજી, પ્રભુનુ ભજન કરવાનુ એ તો ઠીક, પણ આપ વારવાર કહો છો કે ગુરુપર પણ અતિશય પ્રેમ અને ભક્તિ રાખવી જોઇએ, આ વાત અમને સ્પષ્ટ સમજાવો

ગુરુજી—ભગુભાઈ, ગુરુભક્તિનો અર્થ આપણા કરતા કોઈ પણ રીતે મોટા હોય તેના તરફ ભક્તિભાવ રાખવો એવો સામાન્ય અર્થ છે આખા જગતમા બધા પ્રભુ તરફજ ભક્તિભાવ રાખે છે, કારણ કે ઇશ્વરજ સાૈથી મોટો આખા જગતનો ગુરુ છે, અને એ ગુરુની સાથે સબધ કરાવનાર અને કર્તવ્યની દિશા સુજાડનાર ધર્મગુરુ પણ ઇશ્વરરૂપ છે, માટે તેમની પણ ભક્તિ કરવી જોઇએ વેદો પણ એમ કહે છે કે “ જેની ઇશ્વરમાં અનન્ય ઉંચામા ઉચી ભક્તિ હોય તેવી ભકિત પોતાના ગુરુમા હોય તેને આ ( ધાર્મિક અલાૈકિક ) મહાત્માઓએકહેલા અર્થો હૃદયમા સ્ફુરે છે ” આ ઉપરથી સમજાય છે કે, જેનીપોતાના ગુરુમા ઇશ્વરના જેટલી પ્રીતિહોય છે, તેના હૃદયમાજ ધર્મનુ રહસ્ય ખીલે છે, ને અર્થ ખુલ્લા થાય છે

માટે ગુરુપર ખૂબ પ્રીતિ રાખવી વળી આપણે જેના પર પ્રીત રાખીએ, તે પણ આપણા પર પ્રીત રાખી કૃપા કરે, તો આપણને પ્રભુના સ્વરૂપનુ જ્ઞાન થાય પુસ્તકોના વાચન કરતાં પ્રભુનુ જ્ઞાન ગુરુની અથવા કોઇ સત પુરુષની સેવા કરવાથી જલદી થાય છે માટે આપણા માર્ગમા ગુરુનુ માહાત્મ્ય મોટુ બતાવ્યુ છે, તથા સત્સગને પણ મોટો ગણ્યો છે પ્રભુ પોતે ફરીવાર શ્રીમહાપ્રભુજીરૂપે પ્રાકટ્યા છે પ્રભુના મુખારવિન્દ રૂપ પોતે છે આથી શ્રીમહાપ્રભુજીના ગ્રથો સમજવા માટે શ્રીમહાપ્રભુજીની ભક્તિ કરવી જોઇએ શ્રીમહાપ્રભુજીની ભક્તિ કરીએ, તો શ્રીમહાપ્રભુજી પોતાના રચેલા ગ્રથોનુ રહસ્ય હૃદયમા સમજાવે ને અર્થનો પ્રકાશ થાય આ કારણથી શ્રીમહાપ્રભુજીના ૧૦૮ નામવાળા શ્રીસર્વોત્તમસ્તોત્રનો પાઠ હમેશા કરવો જોઇએ કેટલાક મોટા ભક્તો તો શ્રીસર્વોત્તમજી સદા જપ્યા કરે છે એથી પુષ્ટિમાર્ગનુ રહસ્ય હૃદયમા ઉતરે છે તથા ગ્રથોનો પ્રકાશ થાય છે શ્રીસરસ્વતીના પણ પાત શ્રીમહાપ્રભુજી છે, તેથી જે સર્વોત્તમજી જપે છે, તેને વિદ્યા પણ સારી આવડે છે માટે હમેશા શ્રીસર્વોત્તમજીના પાઠ તો કરવાજ જોઇએ આ સ્તોત્ર પ્રથમ ભાગમાજ આપવામા આવ્યું છે, કારણ કે, જીભ ઉપર સરસ્વતી બિરાજે, માટે શ્રીસર્વોત્તમજીનો પાઠ તો દરેક બાળકે પહેલેથીજ કરવો જોઇએ

બાબુ—ગુરુજી, અર્થ સમજ્યા વગર સ્તોત્ર જપીએ તો લાભ થાય ?

ગુરુજી—હા, બાબુભાઇ, જો કે અર્થ સમજ્યા પછી પાઠ કરવાથી તો બહુજ લાભ થાય છે, પણ વગર સમજ્યે પણ પાઠ કરવાથી લાભ થાય છે અગ્નિને જો અડીએ તો દઝાય છે, એ વાત નાનું બાળક જાણતુ નથી, એમ અજ્ઞાની છતા અગ્નિને જો અડે તો દઝાય છે, તેમ પ્રભુનું નામ જાણે કે અજાણે દેતા પણ પાવન થઈ જવાય છે માટે પ્રભુનુ ભજન અજ્ઞાનતાથી પણ કરેલુ નિષ્ફળ નથી થતુ પ્રભુને તો પ્રેમજ જોઇએ છીએ, પ્રેમનોજ તે ભૂખ્યો છે, માટે સ્નેહપૂર્વક જો જપ કરીએ, તો અર્થ પણ આપોઆપ સ્ફુરે છે પ્રભુ મહાદયાળુ છે, માટે તેને ભક્તની બહુજ દયા આવે છે માટે જો શ્રીસર્વોત્તમજીના નિત્ય જપ કરીએ, તો પ્રભુની કૃપા થાય અને પ્રભુના સ્વરૂપનુ જ્ઞાન થાય પ્રભુની વ્રજલીલાનું જ્ઞાન શ્રીમહાપ્રભુજીની કૃપા વગર થાયજ નહિ, માટે નિત્ય સર્વોતમજી જપવાજ જોઈએ કેટલાક પોતાના ગુરુમા આસક્ત ભક્તો પોતાનાજ શ્રીગુરુદેવને સાક્ષાત શ્રીમહાપ્રભુજી માનીને તેમનાજ ભાવથી સર્વોત્તમજી જપે છે મતલબ કે શ્રીસર્વોત્તમજીમા જે શ્રીમહાપ્રભુજીના અલૌકિક નામ છે, તે મારા પોતાના ગુરુનાજ છે, એમ માનીને શ્રીસર્વોત્તમજીનો જપ કરે છે આ ભાવ પણ

ઉચો છે પોતાને બ્રહ્મસબધ આપનાર ગુરુ સાક્ષાત શ્રીમહા પ્રભુજીજ છે, એ વસ્તુ સત્ય છ તેથી આમ ભાવ રાખીને જપે, તો પણ પોતાના ગુરુદેવ કૃપા કરે તો માર્ગનુ જ્ઞાન સ્ફુરે છે શ્રીમહાપ્રભુજીએ પોતાનુ માહાત્મ્ય પોતાના કુળમા મૂક્યુ છે, માટે શ્રીવલ્લભકુળ શ્રીમહાપ્રભુજીરૂપ છે, માટે પોતાના ગુરુદેવને શ્રીમહાપ્રભુજી માનીને જપ કરવો, એ પણ ફળરૂપ છે આમ કરવાથી પણ શ્રીમહાપ્રભુજી કૃપા કરે છે

વળી જેના પર આપણે ખૂબ પ્રેમ રાખીએ, તેના સત્કાર્ય પણ આપણને ફળરૂપ નિવડે છે જો ગુરુપર કે કોઇ મહાન ભક્તપર ખૂબ પ્રેમ રાખીએ, તો તેના ભક્તિ તથા સેવાના કાર્ય આપણને ફળ આપે છે માટે ગુરુપર ને ભક્તોપર ખૂબ વહાલ રાખવુ જોઈએ જો ગુરુદેવ પર અને ભક્તોપર અતરમાથી ખૂબ વહાલ વછુટે, તો જાણવુ કે પ્રભુની કૃપા થઇ

---

## પાઠ ૭ મો.

## સત્કાર્ય અનત રૂપ લે છે.

ભનુ—ગુરુજી, આપ કાલે કહી એ વાત તો સમજવી મહા કઠણ પડી છે ગુરુદેવની ભક્તિ અને સેવા સેવકને ફલ રૂપ નિવડે આ વાત શી રીતે સભવે ? ગુરુજી એકજ

હોય છે, ને સેવકો તો બહુજ હોય છે, તો એકજ ગુરુજીની ભક્તિ, સેવા વગેરે સૌ સેવકોને ફળ શી રીતે આપે?

ગુરુજી—ભગુભાઇ, આ વાત તો બહુજ ઉંડી છે ભગવાન પોતે એક છે, છતા અનેક ભક્તોને ત્યા શી રીતે બિરાજીને આનદ આપતા હશે? પોતે એક છતા અનેક વ્રજભક્તો સાથે લીલાઓ શી રીતે કરતા હશે? તમારી પેઠે નારદજીને પણ એક વખત શકા થઇ હતી આથી તેમણે વિચાર્યું કે, શ્રીકૃષ્ણ એક છે, ને આટલી બધી તેમને રાણીઓ છે, તો શી રીતે દરેકની સેવા સ્વીકારતા હશે? આ વસ્તુની તપાસ કરવા એકવાર દ્વારિકા પધાર્યા પ્રથમ રુકિમણીજીને ત્યા પધાર્યા, તો શ્રીકૃષ્ણ પોઢયા છે, ને બીજી રાણીને ત્યા ગયા, તો ત્યા પ્રભુ ભોજન કરે છે ત્યાથી ત્રીજી રાણીને ઘેર ગયા, ત્યા શ્રીકૃષ્ણ વાતો કરે છે આમ જે જે રાણી પાસે ગયા, તે તે રાણી પાસે પ્રભુ જુદી જુદી લીલાઓ કરતા માલમ પડયા આ જોઇ નારદજી આશ્ચર્ય પામ્યા, ને પોતે અનત સ્વરૂપ પ્રભુ લઇ શકે છે, તેની ખાત્રી કરી આવીજ રીતે પ્રભુએ રાસમા પણ જેટલા શ્રીગોપીજનો તેટલા સ્વરૂપ લીધા હતા, ને રાસ રમ્યા હતા, આ વસ્તુ સમજીએ તો ગુરુની સેવાની તથા અન્ય સત્કાર્યોની વાત સમજાય ગુરુદેવની સેવા તથા ભક્તિ વગેરે સત્કાર્યો અનત સ્વરૂપ ધારણ કરે છે, ને જે સેવકની

પોતાના ગુરુપર જેટલા પ્રમાણમા પ્રીતિ હોય, તેટલા પ્રમા ણમા ત ફળરૂપ નિવડે છે જે સેવક પોતાના ગુરુદેવમા અનહદ મુગ્ધ હોય છે, બહુજ આસક્ત હોય છે, તેને ગુરુની સેવા વગેરે સપૂર્ણ પણે ફળરૂપ નિવડે છે લૌકિકમા જેમ કોઇ અનાજ પકવે છે, ને કોઈ ખાય છે, તેમ આ અલૌ કિકમા પણ સમજવુ આથીજ શ્રીસર્વોત્તમજીમા લખ્યું છે કે "પોતાના સેવકોને ફળનુ દાન કરવા માટેજ સર્વ સાધનો શ્રીમહાપ્રભુજી કરે છે" અને શ્રીવલ્લભકુળ પણ સેવા ભક્તિ વગેરે કરે છે, તે પોતાના સેવકોને ફળદાન કરવા માટે કરે છે, અને એ રીતે સેવા પણ શીખવે છે કોઈ સત પુરુષ પર કે ભક્તપર પણ જો આપણી બહુપ્રીતિ હોય તો તે ભક્તની કૃપા પણ ફળ આપે છે અને ભગ વત્સ્વરૂપની સ્ફુરતા થાય છે તથા તેવા ભક્તની ભક્તિ પણ આપણને ફલરૂપ નિવડે છે જેમ કોઇ દાનેશ્વરી પોતાના દાનનુ ફળ જળ હાથમા લઇ, સકલ્પ કરી બીજાને આપે છે, પુણ્ય સમર્પે છે, તેમ ગુરુ અથવા ભક્ત પણ પોતાના પર પ્રીતિ રાખનારને અમીદૃષ્ટિએ પોતાના સત્કર્મનુ દાન કરે છે આ વાત બહુજ શ્રદ્ધાની છે, બહુજ વિચાર વિચાર કરશો, તોજ સમજાશે

**ગોકુળદાસ**—ગુરુજી, હુ તો આપના ઉપરજ બહુ પ્રેમ રાખુ છુ ઘેર પણ મને આપ વારવાર યાદ આવો

છો, તેથી મને આપની કૃપા ફળરૂપ થાય છે, ને મારૂ મન બહુજ પવિત્ર રહે છે, ને હમેશા ખુબ આનંદ રહે છે

નંદદાસ—ગુરુજી, અમારામા આ પવિત્રતા છે, તે આપનીજ છે આપની કૃપા અને આશીર્વાદથીજ અમને આ પવિત્ર કામો કરવાનુ સુઝે છે અમે બધા ભક્તિમાન આપની કૃપાથીજ થઇશું તમારા પરની પ્રીતિ પણ અમને તો ફળરૂપજ છે

ગુરુજી—ભાઇઓ, મને તમારા સર્વપર બહુજ વહાલ પણ આવે છે, તમારા જેવા વિદ્યાર્થીઓને ભણાવવા, એ પણ બહુ પવિત્ર કામ છે, શાસ્ત્રોમા તો "ખરાબ કે ધર્મહીન વિદ્યાર્થીને ભણાવવામા ગુરુને નુકશાન થાય છે," એમ કહ્યુ છે અને પવિત્ર વિદ્યાર્થીઓને પ્રભુનુ કે ધર્મનુ જ્ઞાન આપવાથી ગુરુ પણ પુણ્યવાન બને છે, એ સત્ય છે "તમો સર્વે મોટા પવિત્ર ભક્તો બની જાઓ, ને પ્રભુ તમારા પર ખબ કૃપા કરે" એવો હુ આશીર્વાદ આપુ છુ

---

## પાઠ ૮ મો.

## પુષ્ટિભક્તિ.

ગુરુજી—આજે આપણે કઇક સુદર વસ્તુનો વિચાર કરીએ પ્રભુ મહાન છે, એના સેવકોનો પાર નથી બ્રહ્મા, શકર ઇંદ્રાદિક દેવો પણ એના ચરણમા માથુ મુકીને એનુ

દાસત્વ સ્વીકારે છે લક્ષ્મીજી જેવી જેને સેવા કરનારી હજારો દાસીઓ છે, તે પ્રભુ આપણને શી રીતે પ્રસન્ન થાય? જીવ પ્રભુની સેવા શુ કરી શકે? ત્યારે પ્રભુની પ્રાપ્તિ કેવી રીતે થાય? આ વસ્તુ બહુજ વિચારવા જેવી છે આવા નિસાધન જીવોનો ઉદ્ધાર કરવાને શ્રીમહાપ્રભુજી ખાસ પ્રકટ થયા છે જીવ તો બિચારો પ્રભુના માર્ગમા આંધળો છે, તેને દોરનાર શ્રીમહાપ્રભુજી છે, ને દોરીને પ્રભુ તરફ જવાના માર્ગપર લઇ જાય છે, એટલુજ નહિ પણ પ્રભુનો સાક્ષાત સબધ કરાવે છે પુષ્ટિભક્તિ એટલે પ્રભુની કૃપા વડે પ્રાપ્ત થએલી ભક્તિ નિસાધન જીવને પ્રભુ પોતાનો કરવા જે સેવા કે ભક્તિ કરાવે તે પુષ્ટિ ભક્તિ કહેવાય સેવા કરવામા જીવનુ સામર્થ્ય નથી, જો ભગવત્કૃપા હોય તોજ સેવા કે ભક્તિ બની શકે છે, અને એ સેવા વડે પ્રભુ કૃપા કરે છે આ કૃપાથી આપણે ભક્તિમયજ કાર્ય કરીએ છીએ, ને આપણુ જીવનજ તદ્દન ભક્તિરૂપ બની જાય છે આવી રીતે આપણો સર્વ જીવન વ્યવહાર અત્યત પ્રેમમય હોઇ પ્રભુમય બની જાય એ પુષ્ટિભક્તિ છે આવી ભક્તિ જેને પ્રાપ્ત થાય એ તો મહાપ્રારબ્ધવાળી કહેવાય પુષ્ટિભક્તિ કરનારને તો દોરનારજ ઈશ્વર બની રહે છે તે પોતે નિસાધન હોવાથી પ્રભુજ તેના સાધનરૂપ બનીને તેને દોરે છે સર્વસ્વ પ્રભુને સોપ્યા પછી જીવની પાસે કશુજ રહેતુ નથી, તે

પ્રભુની ગાય બની જાય છે એટલે ગાયનુ રક્ષણુ જેમ ગોવાળ કરે છે, તેમ ભક્તરૂપ ગાયનું રક્ષણુ પણુ શ્રીકૃષ્ણુ કરે છે ભક્તરૂપી ગાયનું પ્રભુ સર્વ રીતે પાલન કરે છે, માટે પ્રભુનુ નામ ગોપાળ પાડ્યું છે મે તે દિવસે તમને કહ્યુ હતુ કે, પ્રભુને શરણે જવુ એટલે પ્રભુની ગાય બની જવુ આપણે પ્રભુની ગાય બની જઇએ, એટલે જેમ ગાયને ગોવાળ પોતાની મરજી પ્રમાણે રાખે છે, લઇ જાય છે, લાવે છે. તથા સાચવે છે, તેમ પ્રભુ પણુ ભક્તને પોતાની મરજી પ્રમાણે રાખે છે, ને સાચવે છ પણ અહી વિચારવાનુ કે જેમ ગાય એકજ ધણીને ખીલે બધાય છે, તેમ આપણે અનન્યતાથી પ્રભુને ખીલે બધાઇ જઈએ, તો પ્રભુ સર્વ રીતે આપણુને સાચવે પ્રભુ વગર અન્યની પછી પરવા નજ રાખવી જોઈએ પ્રભુ સર્વથી મોટા છે, તો મોટાનુ શરણુ સ્વીકાર્યા પછી આપણુને ફીકર શી હોઇ શકે? કદાચ કઇ સકટ જેવુ આવી પડે, તો પણુ તેમા ગભરાઈ જવું નહિ પ્રભુ સર્વ સમર્થ છે, તે પોતાના શરણાગતને કદી સકટમા નજ મૂકે કસોટીને માટે પ્રભુ તેમ કરે છે, માટે કોઈ દિવસ ચિતા ન કરવી પ્રભુજ સર્વ કરનાર છે, એની સર્વ લીલા છે, એમ માની ચિતાને મનમાજ ન પેસવા દેવી જોઇએ સકટ એ તો પ્રભુપરની શ્રદ્ધાનુ માપ છે જો સકટમા લગાર પણુ અવિશ્વાસ આવે, તો પ્રભુજી રિસાય છે

પોતે સર્વ સમર્થ છતા તેના પર અવિશ્વાસ કરવાથી તેને માઠુ લાગે, એમા નવાઇ નથી સંકટમા પણ કોઈની યાચના ન કરવી એટલુજ નહિ, પણ સંકટમા ભગવાનની પ્રાર્થના પણ ન કરવી, એ તો સર્વજ્ઞ છે જો આપણને વિશ્વાસ હશે, તો શ્રીગોવર્ધન તોળી વ્રજભક્તોનુ રક્ષણ કર્યું, તથા દાવાનળ વગેરે પીને સંકટમાથી ઉગાર્યા, તે પ્રભુ આપણને પણ રક્ષશે, એવી સંપૂર્ણ ખાત્રી રાખવી, અને તેનુજ સદા ભજન કર્યા કરવુ વિશ્વાસથીજ વિશ્વંભર વહાર કરે છે સર્વ સમયે, સર્વ સ્થાનમા અને સર્વ રીતે પ્રભુપર સંપૂર્ણ શ્રદ્ધા રાખી પ્રભુની દીનતા પૂર્વક સેવા કરવી, એ પુષ્ટિભક્તિ છે અને આવી શ્રદ્ધા તથા દીનતા ગુરુની કૃપા હોય તોજ આવી શકે, માટે ગુરુમા પણ અનહદ પ્રીતિ રાખવી એ પુષ્ટિભક્તનુ ભૂષણ છે

---

## પાઠ ૯ મો.

## નરસિંહમહેતા.

કનુ—ગુરુજી, નરસિંહમહેતા કરીને એક મોટા ભક્ત થઇ ગયા, આ નરસિંહમહેતાની વાત મારા દાદીમા કાલે કહેતા હતા, મને તો બહુજ આનંદ થયો

ગુરુજી—હા, કનુભાઈ, નરસિંહમહેતા મોટા પરમ ભક્ત થઇ ગયા, તે આપણા પુષ્ટિમાર્ગના વધેયા કહેવાય

છે આ નરસિંહમહેતા આપણા શ્રીમહાપ્રભુજીના પ્રકટ થતા પહેલા થઇ ગયા છે, પણ તેઓ ત્રિકાળજ્ઞાની હતા, તેથી શ્રીમહાપ્રભુજી પ્રકટ થવાની વાત પહેલેથી જાણુતા હતા. આથી એક પ્રભાતીયામા ગાયું છે એ પુરાવો ને વધાઇ સાભળો. ' શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ ભૂતળે પ્રકટીને પુષ્ટિમાર્ગ તે વિશદ કરશે, દૈવી નિજજીવ જે શરણ તે આવશે વિના સાધન ઉદ્ધાર કરશે " આ પ્રભાતીયુ ઘણા વૈષ્ણવો સવારમા ગાય છે નરસિંહમહેતાના બીજા પણ પ્રભાતીયા ભક્તિમાન્ પુરુષો સવારના પહોરમા પથારીમાજ લલકારે છે આ સાભળવામા બહુ મજા આવે છે

ભગુ—ગુરુજી નરસિંહમહેતાની વાત કહો, તો આનદ થાય

ગુરુજી—ચાલો કનુભાઈ, તમે કાલે સાભળી છે, માટે કહી જાઓ

કનુ—નરસિંહમહેતાનો જન્મ જુનાગઢમા એક નાગર બ્રાહ્મણને ઘેર થયો હતો, તે નાના હતા, ત્યારે એકવાર તેમની ભાભી પાસે ઉનુ પાણી માગ્યું, સ્ત્રી સ્વભાવ પ્રમાણે મહેતાને ભાભીએ મહેણુ દીધુ, આથી મહેતા રિસાઇ ગયા, ને પ્રથમ મહાદેવજીની સેવા કરવા લાગ્યા આ મહાદેવજી પ્રસન્ન થયા, ત્યારે માગવાનુ કહેતા પ્રભુના દર્શન માગ્યા, મહાદેવજી પ્રભુના ભક્ત છે, તેથી તે

પ્રભુનાં દર્શન કરાવી શકે છે દર્શન કર્યા પછી તેઓ પ્રભુના પરમ ભક્ત બન્યા ભગવાને નરસિંહ મહેતાના બહુજ કામ કર્યાં, મહેતા ભજન કરતા, ત્યારે તેમને દેહનું પણ ભાન રહેતુ નહિ તેમને વહેવારની તો ખબરજ નહોતી તેમની સ્ત્રી માણેક મહેતી બધો વહેવાર સાચવતી, અને ન બની શકે એવું કામ હોય, તો પ્રભુ પોતે કોઇને ખબર ન પડે તેમ કરી લેતા પ્રભુએ મહેતાની દીકરી કુંવરબાઈનું મોમેરૂ પૂર્યું, મહેતાના બાપનું શ્રાદ્ધ કર્યું, હુંડી સ્વીકારી, ખોવાયેલો હાર આપ્યો, તથા સામળનો વિવાહ પણ પ્રભુએ જ કર્યો હતો મહેતાને તો ભજન વગર બીજી ખબરજ નહોતી, આ નરસિંહ મહેતાને જ્ઞાતિ વાળાઓએ પણ બહુ પજવ્યા હતા, પણ મહેતાપર ઈશ્વરની પૂર્ણ કૃપા હોવાથી કોઈનું કઈજ ચાલ્યું નહોતું જુનાગઢના રાજાએ પણ પજવણી કરી હતી પણ તે પણ છેવટે થાકીને પગે પડયો હતો તેમના ભજનમા ખૂબ ભક્તજનો ભજન કરવા આવતા તે એટલા બધા મસ્ત ભક્ત હતા કે, તેમને નાતજાતનું પણ ભાન નહોતુ એમ કહેવાય છે કે, તેઓ એક ઢેડ વૈષ્ણવને ઘેર ભજન કરવા ગયા હતા, ઘરની બહાર તુલસી કયારાના ઓટલા પર ખૂબ ભજન કર્યુ, આથી જ્ઞાતિવાળા-ઓએ જ્ઞાતિ બહાર કર્યા, અને જ્ઞાતિમાથી તેમનુ નોતરૂ કાઢ્યુ પરિણામે બધા નાગરો જમવા બેઠા, ત્યારે પ્રભુએ

એવી માયા કરી કે, એક નાગર અને એક ઢેડ એવું દેખાવા લાગ્યું આથી તે જ્ઞાતિવાળા જઈને મહેતાને પગે પડયા, આથી બધુ મટી ગયું નરસિહમહેતા તો એવા પ્રભુ ભજનમા લીન હતા કે, તેમને ખાધાનું, પીવાનું કે દેહનું પણ ભાન રહેતુ નહિ આવા ભક્તોને સર્વ વસ્તુઓ સમાન છે નરસિહમહેતાને તો સસારમા માયા પણ હતી નહિ, જ્યારે માણેક મહેતી આ દુનીઆ છોડી ચાલી ગઇ એટલે ગુજરી ગઇ, ત્યારે નરસિહમહેતાએ ગાયું કે " ભલુ થયું ભાગી જજાળ સુખે ભજીશુ શ્રીગોપાળ " આવા તદ્દન નિલેપ ભક્ત હતા આવા ભક્તોને કોઇ પણ સ્થાનમા આનદજ હોય છે તેમના પ્રબળ આત્માપર કશાની અસર થતી નથી, આથી તેઓ સદાજ એકાગ્રચે પ્રભુને ભજે છે આવા ભક્તોને ધન્ય છે નરસિહમહેતાના જેવા મિરાબાઇ કરીને પણ એક સ્ત્રી ભક્ત થઈ ગયા છે તે પણ સસાર છોડીને વિરક્ત ભક્ત થયા હતા, અને શ્રીકૃષ્ણની ભક્તિમા મસ્ત બન્યા હતા, તે મેવાડના રાજાની રાણી હતા તેમણે સસારજ માડયો નહોતો આખી જિદગી પ્રભુ ભજનમાજ ગાળી હતી તેમણે પણ પ્રભુના કીર્તન તથા ધોળ લખ્યા છે તે દ્વારિકામા અને ડાકોરમા બહુ વખત રહેલા હતા

## પાઠ ૧૦ મો.

## શ્રીમહાપ્રભુજી શ્રીકૃષ્ણજ છે.

ગુરુજી—કનુભાઈ, ભગવાન એક છતા અનેક રૂપ લે છે, તે તો તમે સમજી શકયા હશો વળી ભગવાન પોતે જરૂર પડયે કોઈ વ્યક્તિ તરીકે સ્થાન, સમય અને જરૂરિઆત પ્રમાણે તેવા સ્વરૂપે પ્રકટ થાય છે

કનુ—ગુરુજી, હુ તો આમા કાઈજ ન સમજયો દાખલાથી સમજાવો તો કઈક સમજાય,

ગુરુજી—ઠીક સાભળો, આચાર્ય શ્રીમહાપ્રભુજી પણ સ્થાન, સમય અને જરૂરિઆત પ્રમાણેનો પ્રભુનોજ અવતાર છે બધા લોકો એમ ધારતા હતા કે, સંસાર છોડી સાધુ બની જઈએ, તોજ મુક્તિ મળે સ્ત્રી એ તો નરકની ખાણ છે, માટે તે તો નકામીજ પ્રભુએ ઘડી છે તેનુ મોઢુ જોવુ એ પણ પાપ મનાવા લાગ્યું આ વખતે પ્રભુએ વિચાર્યું કે, આ તો ભારે અનર્થ છે સસાર છોડી સાધુ બની જઇ તાગડધિન્ના કરવામા કાઈજ મનુષ્ય જન્મનો ઉદ્ધાર નથી, પણ ભક્તિભાવે જગતમા રહી પ્રભુ સેવા કરવામાજ કલ્યાણ છે એજ ગીતાશાસ્ત્રનો ઉપદેશ છે, માટે હવે એ ભક્તિ માર્ગનુંજ સ્થાપન કર્યા વગર દૈવી જીવોનો ઉદ્ધાર થવાનો નથી વળી સ્ત્રીઓ એ તો પવિત્રતા અને પ્રેમની મૂર્તિઓ છે ધર્મનિષ્ઠા, કોમળતા, તથા દીનતા તે તેમના સહજ ગુણ છે,

માટે તેમનો તો પ્રભુ વહેલો અંગીકાર કરે કોમળ વસ્તુ તો પ્રભુને બહુ વહાલી છે, માટે શ્રીમહાપ્રભુજી સ્વરૂપે આ મ્લેચ્છોથી ઘેરાયલા દેશમા કલિકાલમા ભગવાન શ્રીકૃષ્ણ પોતે પ્રકટ થયા ઉત્તમ ભકતોએ શ્રીપૂર્ણ પુરુષોતમ સ્વરૂપે શ્રીમહાપ્રભુજીના ઘણીવાર દર્શન કર્યાં, આવી વાતો આપણે બસો બાવન અને ચોરાસી વૈષ્ણવોની વાર્તામા ઘણી સાભળીએ છીએ મહાનુભાવી ભક્તરાજ સૂરદાસજીને શ્રીમહાપ્રભુજીના પૂર્ણ પુરુષોત્તમપણાનો અનુભવ હોવાથી "દ્વિવિધ આધળો" શબ્દ બોલી કહે છે કે શ્રીમહાપ્રભુજી અને શ્રીઠાકોરજી એ બેને જુદા જાણવામા હું આધળો છુ મતલબ કે શ્રીકૃષ્ણ અને શ્રીમહાપ્રભુજી એકજ વસ્તુ છે આ અનુભવને લીધેજ શ્રીગુસાંઈજીએ શ્રીસર્વોત્તમ સ્તોત્ર બનાવ્યુ છે શ્રીમહાપ્રભુજી ભક્તને તેની ભાવના પ્રમાણે દર્શન દે છે કેટલીક વાર દુશ્મનને ઝળહળતા આગ્ન જેવા દેખાતા, જેથી દુશ્મનો ડરીને નાશી જતા રાજનગરનો સુબો તેઓશ્રીનુ અગ્નિ સ્વરૂપ જોઇને ગભરાયો હતો વળી જ્ઞાનીને સમથ જ્ઞાની જણાતા પોતે મહા રૂપવાન અને તેજસ્વી હતા, પોતે ચાલે, ત્યારે તેજના કિરણો આગળ પડતા હતા ચક્ષુઓ કમળ જેવા રૂપાળા હતા, આપશ્રીની દૃષ્ટિ એટલી બધી પ્રેમભરી હતી કે, શ્રીકૃષ્ણની પેઠે જેના પર પડે તે મોહ પામી શરણે આવી જાય ઘણા ભકતોને પોતાનુ પૂર્ણ પુરુષોત્તમપણુ આપશ્રીએ

બતાવ્યું આ કારણથીજ એવા કરાલ સમયમા પણ ત્રણ ત્રણ વખત આખો દેશ પોતે પાવન કરી નાખ્યો સઘળા દેશો અને સઘળા રાજા આપશ્રીને સર્વ રીતે અનુકૂળ હતા, આ ઇશ્વરત્વનો પ્રભાવ હતો વળી એ ઇશ્વરત્વ પોતાના વશમા પણ સ્વસામર્થ્યથી મૂકી દીધુ

શ્રીગુસાઇજી પણ આજ સ્વરૂપ છે શ્રીગુસાઇજી પોતે પણ પૂર્ણ પુરુષોત્તમ સ્વરૂપે દર્શન દેતા હતા મહાન્ કવિ કીર્તનકાર છિતસ્વામીને પોતાને શ્રીનાથજી સ્વરૂપે દર્શન થવાથી પોતે કીર્તનમા હમેશા "છિતસ્વામી ગિરિધરન શ્રીવિઠ્ઠલ" આ તૂક લખવા લાગ્યા શ્રીવિઠ્ઠલ એજ ગિરિધરણ એવો છિતસ્વામીને અનુભવ છે માટેજ આમ લખે છે વળી બીજા કીર્તનમા "એઈ તેઇ તેઇ એઇ કછુ ન સદેહ" એવું પણ લખે છે, તેનો અર્થ એવો છે કે શ્રીગુસાઇજી અને શ્રીમહાપ્રભુજી અને શ્રીઠાકોરજી ત્રણે એકજ સ્વરૂપ છે. આ ભક્તો પોતાના અનુભવેજ કહે છે. ભગવાન પોતાના ભકતોનેજ પોતાનુ સ્વરૂપ બતાવે છે, તેમ આજે પણ એવા અવતારી પુરુષો પોતાના ભક્તોને પોતાના સ્વરૂપનો અનુભવ આપે છે શ્રીમહાપ્રભુજીએ અને શ્રીગુસાઈજીએ પણ પોતાના શરણાંગત પ્રેમી ભક્તોને પોતાનુ પૂર્ણ પુરુષોત્તમપણુ ઘણીવાર અનુભવાવ્યુ આજે પણ પોતામા મુખ્ય ભક્તોને શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાઇજી એવા દર્શન આપે

એ નિર્વિવાદ છે પોતાના શ્રીગુરુદેવની કે કોઈપણ શ્રીગોસ્વામિ-બાળકની જેનાપર ખૂબ કૃપા હોય, તે આજે પણ આવો અનુભવ મેળવી શકે છે કૃપાસાધ્ય માર્ગમા કૃપાની ખાસ જરૂર છે નર્યા સાધન વડે -નેહ સિવાય પ્રભુ કૃપા કરતા નથી, આ વાત તો પાછળ આવી ગઇ છે

કનુ—ગુરુજી, આ પ્રમાણે શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાઈજી પૂર્ણ પુરુષોતમ છે, પણ આપે પહેલાં કહ્યુ હતુ કે, પ્રભુ એક છે, અને આ તો બે સ્વરૂપ છે વળી બે પ્રભુના સ્વરૂપ સાથે પણ શી રીતે હોઈ શકે?

ગુરુજી—કનુભાઈ, તમારો પ્રશ્ન બહુજ વિચારવા જેવો છે, પણ તમે સહજ વિચાર કરો, તો સમજી શકાય તેવો છે. એકજ પ્રભુ અનેક રૂપ લઇ શકે છે રાસ રમતી વખતે પ્રભુએ અનેક રૂપ ધર્યા હતા, નારદજીએ પણ આ બાબતનો અનુભવ લીધો હતો પ્રભુ જ્યારે જરૂર઼ પડે ત્યારે બહુ બની જાય છે વેદમા પણ કહ્યુ છે કે, "હુ એક છુ, પણ બહુ થાઉં છુ," તેમ પ્રભુ એક છે, પણ અહીં બે સ્વરૂપે બન્યા છે, વળી શ્રીવિઠ્ઠલેશ પોતે પાછળથી સાત સ્વરૂપ બની જાય છે, તે સાત શ્રીવિઠ્ઠલેશના સાત લાલજી છે અત્યારે પણ ભૂતળ પર બિરાજતા શ્રીગોસ્વામિબાળકો ભક્તોના ભાવથી શ્રીપુરુષોત્તમરૂપજ છે, અને તેથીજ સર્વે દૈવીજીવો એ કુળનુ શરણ સ્વીકારે છે વળી ભક્તોને ઘેર બિરાજતા

તથા શ્રીગોસ્વામિબાળકોના શિરપર બિરાજતા સ્વરૂપ શ્રીઠાકોર-જીનાજ જુદા જુદા સ્વરૂપ છે પોતે એકના અનંત બનીને ભક્તોના કોડ પુરવા ભક્તોને ત્યા બિરાજે છે, તેમ શ્રીમહા પ્રભુજી અને શ્રીવિઠ્ઠલેશ પણ ભક્તેચ્છાપૃર્ક પ્રભુનાજ બે સ્વરૂપ છે. આ વાત આગળ જતા અનુભવે તમને સમજાશે

---

## પાઠ ૧૧ મો.

## પુષ્ટિમાર્ગની સ્થાપના.

ગુરુજી—શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાઇજી, સંબંધી કેટલીક વાત તમે જાણી હવે શ્રીમહાપ્રભુજીએ પુષ્ટિમાર્ગની સ્થાપના શા માટે કરી તે આપણે જાણવુ જોઇએ એના કારણો આપણે તપાસીએ

ભગુ–ગુરુજી, આ વાત અમને આજે બરાબર સમજાવો, અમારે આ વાત બરાબર સમજવી છે

ગુરુજી—પૂર્ણ પુરુષોત્તમથી વિખુટા પડેલા દૈવીજીવો આ ભૂતળપર ઘણા યુગોથી વિખુટા પડી અથડાતા હતા, આ જીવોનો પ્રભુ સાથે સંબંધ કરાવવા શ્રીભગવાનજ શ્રીમહાપ્રભુજી સ્વરૂપે પ્રકટ થયા આ સંબંધ બ્રહ્મસંબંધ દ્વારાજ થઇ શકે છે, આ વાત આપણે પાછળ કરીશુ. જયારે શ્રીમહાપ્રભુજી પ્રકટ થયા, ત્યારે સર્વ ધર્મમાર્ગો નાશ પામ્યા હતા, અને પાખંડી ધર્મો પ્રબળ હતા, લોકો

તદ્દન પાખંડી અને કપટી બનેલા હતા આખા દેશમા આસુર ભાવ પ્રસરેલો હતો સતપુરુષો પીડાઇને વ્યગ્ર બન્યા હતા ગંગાજી વગેરે મોટા તીર્થો દુષ્ટો વડેજ રોકાઈ ગયા હતા વળી તીર્થોનું માહાત્મ્ય અને શક્તિ પણ અંતર્ધાન થઈ ગઇ હતી લોકો અહંકારી અને મૂઢ બન્યા હતા, તેમનું વર્તન સર્વત્ર પાપમયજ હતુ લાભ અને સ્વાર્થ માટેજ પૂજાનો યત્ન કરતા હતા વિવિધ પ્રકારના વાદોથી લોકો નાસ્તિક બન્યા હતા માત્ર તર્કવાદ વધી પડયો હતો ધર્મના પ્રયત્નો પણ ઉપલક અને પાખંડી હતા ઘણુ ખરૂ લોકો વિવેક, ધૈર્ય અને ભકિત વગરનાજ સર્વત્ર થઈ ગયા હતા, અને માત્ર પાપમાજ આસકત હતા જીવ આવી દશામા શુદ્ધિ શી રીતે પ્રાપ્ત કરી શકે, અને તેને પ્રભુની પ્રાપ્તિ શી રીતે થાય ? સર્વે દેવો પ્રાકૃત છે, ભગવાનજ અગણિત આનંદ વાળા છે માટે પ્રભુની પ્રાપ્તિ વગર જીવોના દુખ મટવાના નથી, આ વિચાર શ્રીમહાપ્રભુજીએ કર્યો વળી જીવ તો આવો સર્વ રીતે વિપરીત દશાનો છે, તે પોતાના સાધન વડે કરી પવિત્ર થઈને પ્રભુને મેળવી શકે નહિ, કારણ કે કોઇ પણ સ્થાન શુદ્ધિ પ્રાપ્ત કરાવે એવુ હતુ નહિ વળી પામર જીવનુ શુ ગજુ કે તે પોતાના બળ અથવા સાધનથી પ્રભુ મેળવી શકે? ભગવાન પોતે પૂર્ણાનંદ છે, વળી શ્રીલક્ષ્મીજી જેવી હજારો દાસીઓ તેની સેવામા હાજર રહે

છે કૌસ્તુભમણિ જેવું જેને ભૂષણ છે, તે પ્રભુને જીવ સેવાથી કે આભૂષણથી શું પ્રસન્ન કરી શકવાનો હતો? આવા સમયમાં શ્રીમહાપ્રભુજી જીવોની આ દશા જોઇને હવે તેમના ઉદ્ધારનો માર્ગ શી રીતે શોધવો ને શું કરવું તે વિચારમાં પોતે લીન થઈ ગયા ત્યારે શ્રીભગવાને પ્રકટ થઈ બ્રહ્મસંબંધની આજ્ઞા કરી, બ્રહ્મસંબંધથી જીવ સેવાનો અધિકારી થઇ શકે છે એ સેવા વડે એનામાં દીનતા આવે છે, અને એ દીનતાથી પુષ્ટિ એટલે પ્રભુનો અનુગ્રહ થાય છે આ આપણો માર્ગ પુષ્ટિ એટલે અનુગ્રહનો છે, તે વાત પાછળ આવી ગઈ છે શ્રીમહાપ્રભુજીએ તે પ્રભુની આજ્ઞાથી ભૂતળ પર સ્થાપન કર્યો છે, આ વાત ખૂબ યાદ રાખવી

---

## પાઠ ૧૨ મો.

## સિદ્ધાંતરહસ્ય.

ભગુ—ગુરુજી, આપે પહેલા એકવાર શ્રીમહાપ્રભુજીને શ્રીભગવાને પ્રકટ થઈ બ્રહ્મસંબંધની આજ્ઞા કરી તે વાત કહી હતી આ સંબંધમાં કંઈ વિશેષ જાણવાનું હોય તો કહો

ગુરુજી—પાછળની વાતમાં કહેલી જીવની કઢંગી સ્થિતિ જોઇને શ્રીમહાપ્રભુજીને ખૂબ ચિંતા થઇ કે, જીવ તો મહાપાપી છે, ને શ્રીભગવાન તો પૂર્ણાનંદ અને નિર્દોષ તથા

પૂર્ણગુણવાળા છે, આ બેનો સબધ શી રીતે થશે? આ વિચાર શ્રીઆચાર્યજીને શ્રીજમનાજીને કિનારે બિરાજતા હતા, ત્યારે થયો, તે દિવસ પણ શ્રાવણ સુદિ ૧૧ હતો આ દિવસે બરાબર મધ્યરાતે જેમ વસુદેવદેવકીજીને ત્યા શ્રીકૃષ્ણ પ્રકટ થયા, તેમ એજ શ્રીકૃષ્ણ અહીં અલૌકિક રીતે પ્રકટ થયા, અને શ્રીમહાપ્રભુજીને દર્શન દઈ બ્રહ્મસબધની આજ્ઞા કરી આ વખતે શ્રીમહાપ્રભુજીને શ્રીઠાકોરજી સાથે જે વાત થઈ તે પોતે એક સિદ્ધાત રહસ્ય નામના ગ્રથમા સપૂર્ણ આપે છે. સિદ્ધાત રહસ્ય એટલે એકાતમા શ્રીઠાકોરજીએ કૃપા કરીને જીવનો પ્રભુ સાથે સબધ કરાવવા બાબતનો કહેલો સિદ્ધાત આ ગ્રથ નીચે પ્રમાણે છે

**सिद्धातरहस्यम् ।**

श्रावणस्यामले पक्ष एकादश्यां महानिशि ॥
साक्षाद्भगवता प्रोक्तं तदक्षरश उच्यते ॥१॥

અર્થ—શ્રાવણ માસની સુદિ એકાદશીને દિવસે મધ્યરાત્રે સાક્ષાત ભગવાને પ્રકટ થઈને જે કહ્યુ, તે અક્ષરે અક્ષર કહેવાય છે ૧

ब्रह्मसंबंधकरणात्सर्वेषां देहजीवयोः ॥
सर्वदोषनिवृत्तिर्हि दोषाः पंचविधाः स्मृताः ॥२॥

અર્થ—બ્રહ્મસબધ કરવાથી સર્વેના દેહ અને જીવના

સર્વ દોષોની ખાસ નિવૃત્તિ થાય છે પાંચ પ્રકારના દોષો કહ્યા છે ૨

सहजा देशकालोत्था लोकवेदनिरूपिता ॥
संयोगजाः स्पर्शजाश्च न मंतव्याः कथंचन ॥३॥

અર્થ—સહજ દોષો, લોક અને વેદમા નિરૂપણ કરેલા અને એવા સ્થાનમા રહેવાથી થતા દોષો, કાલને અનુસાર થતા દોષો, સયોગથી થઈ ગયેલા દોષો અને સ્પર્શથી થએલા દોષો આ દોષો (બ્રહ્મસબધ લીધા પછી ભક્ત પાસે રહેતા નથી) માનવા નહિ ૩

अन्यथा सर्वदोषाणां न निवृत्तिः कथंचन ॥
असमर्पितवस्तूनां तस्माद्वर्जनमाचरेत् ॥४॥

અર્થ—બ્રહ્મસબધ કર્યા સિવાય બીજી કોઈ રીતે સર્વ દોષોની નિવૃત્તિ કદી પણ થતી નથી, માટે અસમર્પિત વસ્તુનો ત્યાગ કરવો ૪

निवेदिभिः समर्प्यैव सर्वं कुर्यादिति स्थितिः ॥
न मतं देवदेवस्य सामिभुक्तं समर्पणम् ॥५॥

અર્થ—જે ભક્તોએ પોતાના સર્વસ્વનું પ્રભુને નિવેદન કર્યું છે, તેમણે સર્વ પદાર્થ ભગવાનને અર્પણ કરીનેજ તે વડે પોતાનો નિર્વાહ કરવો જોઇએ, આવી આ ભક્તિ માર્ગની મર્યાદા છે દેવના પણ દેવ શ્રીકૃષ્ણને અર્ધ ભોગ

વેલી વસ્તુનું સમર્પણ કરવુ નહિ, મતલબ કે કોઈ પણ બીજા કામમાં વાપરેલી વસ્તુ અથવા તેનો બાકી રહેલો ભાગ પણ શ્રીકૃષ્ણને સમર્પવો નહિ ૫

तस्मादादौ सर्वकार्ये सर्ववस्तुसमर्पणम् ॥
दत्तापहारवचनं तथा च सकलं हरे. ॥६॥
न ग्राह्यमिति वक्य हि भिन्नमार्गपरं मतम् ॥
सेवकानां यथा लाके व्यवहारः प्रसिध्यति ॥७॥
तथा कार्यं समर्प्यैव सर्वेषां ब्रह्मता ततः ॥

અર્થ—અસમર્પિત વસ્તુ ન વપરાય માટે પ્રથમજ સર્વ વસ્તુ ભગવાનને અર્પણ કરવી આપેલુ પાછુ ન લેવાય એવુ શાસ્ત્રમા કહેલું છે, તે તો અન્યમાર્ગીઓના મતમા છે, ભકિતમાર્ગને માટે નથી સર્વ ઈશ્વરને અર્પણ કરીને વાપરી શકાય ૬ જેમ દુનીઆમા સેવક (પોતાના ઉપરીને બતાવીને સર્વ વસ્તુનો ઉપયોગ કરે છે તેમ) નો વ્યવહાર પ્રસિદ્ધ છે ૭ તેમ પ્રભુને અર્પણ કરીને સર્વ કાર્યો કરવા જોઈએ, આથી સર્વ કાર્યો પણ બ્રહ્મરૂપ બની જાય છે

गंगात्वं सर्वदोषाणां गुणदोषादिवर्णना ॥८॥
गंगात्वेन निरूप्या स्यात् तद्वदत्रापि चैवहि ॥९॥

અર્થ—જેમ શ્રીગગાજીની સાથે સબધ થવાથી

ખાળ વગેરેના જળના સર્વ દોષો ગુણ અને દોષ બતાવતાં ગંગાપણાથીજ બતાવાય છે, ( ખાળના જળને ગંગાજીનો સંબંધ થયા પછી ગંગાજળજ ગણવામાં આવે છે ) તેમ પ્રભુને અર્પીને સર્વ કાર્યો કરવાથી તે સર્વ કાર્યો પણ ભગવદ્રૂપ બની જાય છે ૯

આવી રીતે ભક્તના કાર્યોનો અને સર્વ વસ્તુઓનો પ્રભુની સાથે સંબંધ થવાથી તે પ્રભુરૂપ બને છે, અને એ પ્રભુરૂપ વસ્તુનો ઉપયોગ પણ તેવાજ ભાવથી થાય છે, એટલે તે અલૌકિક ફળ આપે છે ઇશ્વરને અર્પણ કર્યા સિવાય કંઈ પણ ચીજનો ઉપયોગ કરવો નહિ આ વસ્તુ ક્ષણેક્ષણે યાદ રાખવી જોઇએ

---

## પાઠ ૧૩ મો.

## પ્રેમ એ સ્વાભાવિક વસ્તુ છે

પદ.

જે કોઈ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે,[1]—ટેક
સિંહણ કેરૂ દૂધ હોય તે, સિંહણ [2]સુતને [3]જરે,
[4]કનકપાત્ર [5]નાખે સૌ ધાતુ, ફાડીને નિસરે પ્રેમ ૧
[6]સક્કરખોરનુ સાકર જીવન' [7]ખરના પ્રાણજ હરે.

---

૧ પચે, રહે ૨ ખરચુ ૩ પચે ૪ સોનાનુ વાસણ ૫ સિવાય ૬ સાકર ખાનાર ૭ ગધેડુ (ગધેડુ સાકર ખાય તો તરતજ મરી જાય )

[8]ક્ષાર સિંધુનું માછલડું જેમ, મીઠા જળમા મરે, પ્રેમ ૨
[9]સોમવેલી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે,
[10]વગળવ શીને વમન કરાવે, વેદવાણી ઉચરે પ્રેમ ૩
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ન સરે,
[11]મત્સ્યભોગી બગલો [12]મુક્તફળ, દેખી ચચુ ના ભરે પ્રેમ ૪
એમ કોટી સાધને પ્રેમ વિના, પુરુષોત્તમ [13]પુઠ ન ફરે,
દયા પ્રીતમ શ્રીગોવર્ધનધર, પ્રેમભક્તિએ [14]વરે પ્રેમ ૫

ગોકુળદાસ—ગુરુજી, આ કવિતાનો અર્થ સમજાવો

(ગુરુજીએ આખી કવિતાના અર્થ બરાબર ભાવ પૂર્વક સમજાવ્યા એટલે)

બાબુ—ગુરુજી, શુ પ્રેમીભક્ત જન્મે ત્યારથી પ્રેમ વાળા હોય છે

ગુરુજી—હા, બાબુભાઇ, પ્રેમ એ તો સ્વાભાવિક છે, જે પ્રેમી હોય છે, તેનામા નાનપણમાં પણ પ્રેમ બીજરૂપે રહેલો હોય છે, તે મોટપણે પોષણ મળતા વિકાસ પામે છે. જેમ શેકેલા દાણા ઉગતા નથી, તેમ જે પ્રેમ વગરના માણસો હોય છે તે કદી પ્રેમી થઈ શકતાજ નથી જે પ્રેમી હોય છે, તે તો પ્રેમમા મુગ્ધ હોય છે પ્રભુજ એનું દષ્ટિબિંદુ હોય છે પ્રભુનો આનદ પણ પ્રેમી જ જીરવી શકે છે

---

૮ ખારો સમુદ્ર ૯ એક જાતનો યજ્ઞમા ઉપયાગી વેલીનો રસ ૧૦ સકર કે મિશ્ર ૧૧ માછલા ખાનારો ૧૨ મોતી ૧૩ પુઠે—પાછળ, પાછળ ૧૪ પરણે, સુખ આપે

## પાઠ ૧૪ મો.

## મહાન્ ભક્તો.

કેનુ—ગુરુજી, આપ કહો છો, તેવી શ્રીકૃષ્ણની લીલા સબધી વાતો કયા પુસ્તકોમા લખેલી છે ? મારા બાપાજી તો કહે છે કે, શ્રીકૃષ્ણની લીલાઓ કીર્તનમા હોય છે

ગુરુજી—હા, કેનુભાઇ, તમારા બાપાજીનુ કહેવુ સત્ય છે તે સબધમા મે તમને એકવાર સૂરદાસજી વિષે વાત કરી હતી, ત્યારે કહ્યુ હતુ મોટા અનુભવી ભગવદીઓએ એ કીર્તનો નજરે જોઇને રચ્યા છે એ કીર્તનોની વાણી સાક્ષાત અનુભવીઓની વાણી છે રાસ રમતા દેખે, ત્યારે રાસવિહારનુ કીર્તન બનાવે, જળવિહાર કરતા દેખે, ત્યારે જળવિહારનુ કીર્તન બનાવે, વનમા ગોપગોવાળો સાથે રમતા કે ફરતા નિરખે, ત્યારે તેવુ કીર્તન કરે, વનમા ગોવાળીઆ મિત્રો સાથે ઉજાણી જમતા કે બપોરે ભોજન કરતા દેખે, ત્યારે તેવુ લખે, શ્રીગોપીજનોને ઘેર ચોરી કરવા જતા દેખે અથવા ચોરી કરતા દેખે, ત્યારે તેવું લખે, કાલીય નાગ નાથતા દેખે, ત્યારે તવુ બનાવે આમ જેવા પ્રકારે પ્રભુને રમતા દેખે, તેવુ કીર્તન બનાવે આ કારણથી તે કીર્તનો સાચા હીરા જેવા છે તે વાચતા પ્રભુની તે તે લીલાનો ખ્યાલ તરતજ આપણા આગળ ખડો થઇ જાય છે આજે પણ તેમા મહા રસ અને આનદ ભરેલો છે કોઇ

સુદર કીર્તનકાર તે કીતન ગાય, તો ડવા ઉભા થાય, અને ખૂબ આનદમા ડુબી જવાય છે ભોજન કરતી વેળાનુ, સ્નાન કરતી વેળાનુ, ગાયો ચારવા જતા હોય ત્યારનુ અથવા ગાયો ચારીને આવતા હોય તે વખતનુ કીર્તન જો બરાબર સુદર રાગે ગવાતૂ હોય તો જાણે ભગવાન અત્યારેજ ભોજન, સ્નાન વગેરે કરતા હોય તેવુ આપણને સ્પષ્ટ માલમ પડી આવે છે

ગોકુળદાસ—ગુરુજી, આવા નજરે દર્શન કરીને પ્રભુના કીર્તન કરનારા કે બનાવનાર ભકતોના નામ અમને કહો એવા પવિત્ર ભકતોના નામ સાભળવાથી પણ અમે પાવન થઇએ છીએ

ગુરુજી—ખરી વાત છે, તમારૂ કહેવુ સત્ય છે સતપુરુષોના કે ભકતજનોના નામ પણ પાવન કરે છે આથી ભકતોના ચરિત્રો પણ વાચવા જોઇએ, અને તેમનુ જ્ઞાન મેળવવુ જોઇએ ભગવાન પોતે તો કહે છે કે, મારો ભકત અને હુ સમાન છીએ, મારામા અને મારા ભકતમા જે ભેદ જાણે તેના પર હુ કદી પ્રસન્ન થતો નથી વળી ભકતની નિદા કરવી, એ તો મહા દોષ છે, માટે કદી કોઈ ભકતની નિદા કરવી નહિ નિદા કરવી નહિ, એટલુજ નહિ, પણ નિદા સાભળવી પણ નહિ પ્રભુ ભકતોની નિદા કરનારનુ કદી ભલુ કરતોજ નથી જે ભકતોને માન આપે છે, તેના પર પ્રભુ પ્રસન્ન થાય છે, માટે સતપુરુષોને માન

આપવુ, તેમની લાગણી કદી દુખાવવી નહિ જો દુખાવીએ તો પ્રભુ અપ્રસન્ન થાય, અને ગુસાઈ જાય

બાબુ—ગુરુજી, પ્રભુના દર્શન કરીને કીર્તન કરનાર ભકતોના નામ કહો

ગુરુજી—મે તમને પહેલા એક બે ભકતોના નામ કહ્યા હતા તે આવડતા હોય તો કહો

ભગુ—સૂરદાસ, દયારામભાઈ અને નરસિંહ મહેતા

ગુરુજી—ત્યારે હવે બીજા સાંભળો, ઘણા ભકતોએ પ્રભુની લીલાઓના દર્શન કર્યા છે, પણ તેમા જે ભકતો કવિ હોય છે, તેઓ કીર્તન બનાવે છે સૂરદાસ, પરમાનંદ દાસ, કૃષ્ણદાસ, કુંભનદાસ, છિતસ્વામી, ગોવિંદસ્વામી, નંદદાસ અને ચતુર્ભુજદાસ આ આઠે મોટા અનુભવી ભક્ત કવિઓ છે તેઓ આઠ સખા કહેવાય છે પહેલા ચાર શ્રીમહાપ્રભુજીના સખા અને પછીના ચાર શ્રીવિઠ્ઠલ-નાથજીના એટલે શ્રીગુસાઈના સખા છે આ ઉપરાંત રાજા આશકરણ, ગોપાળદાસ, માધવદાસ, માણેકચંદ, બેગમ તાજબીબી, મહાનુભાવી રસખાન વગેરે છે આમા છેલ્લા બે તો મુસલમાન ભકતો છે

ભગુ—શુ ગુરુજી ? મુસલમાનો ભકત થઈ ગયા છે ? આતો બહુ નવાઈ કહેવાય ?

ગુરુજી—મુસલમાનો તો ઘણા ભકતો થયા છે, કોઈવાર તે વિષે કહીશ



## પાઠ ૧૫ મો.

## નિત્યલીલા.

બાબુ—ગુરુજી, કીર્તનો સિવાય શ્રીકૃષ્ણની લીલાની વાર્તા બીજા કયા પુસ્તકોમા લખી છે? વળી આપે કહ્યુ કે, ભગવાનની લીલાઓ નજરે નિરખે તેમ તેમ તે પ્રમાણે કીર્તન કરે, પણ આ લીલાઓ તો પ્રભુજી પહેલા કરતા હતા. આજે શુ? આજે કયા કરે છે કે નજરે દેખાય?

ગુરુજી—( હસીને ) બાબુભાઇ, તમારો પ્રશ્ન બહુજ વિચારણીય છે, પણ ચિત્ત રાખીને સાભળો હુ તમને સહેલાઇથી સમજાવુ છુ પ્રભુ એ તો મોટામા મોટા દેવ છે, અને બીજા દેવો અમર છે, તેમ પ્રભુ પણ અમર છે જો પ્રભુ અમર છે, તો તેમની લીલા હમેશા હોવી જોઇએ જેમ સામાન્ય દુનીઆનો માણસ જીવે, ત્યા સુધી ઉદ્યમ તથા સેવા કર કર કરે છે, તેમ પ્રભુ તો હમેશા અલૌકિક આનન્દાત્મક શરીરે બિરાજે છે, માટે તે પણ રમ્યા કરે છે એ અમર દેવો પણ પોતાની લીલાઓ કરે છે, બ્રહ્માજી રજોગુણી લીલાઓ કરે છે, ઇદ્રની લીલાઓ રાજસી છે, શ્રીવિષ્ણુની લીલાઓ સાત્ત્વિક છે, શભુ કહેતા મહાદેવજીની લીલાઓ તામસી છે, તેમની લીલા સામગ્રી ભૂત પ્રેત વગેરે મલીન વસ્તુઓ છે, આપણા શ્રીકૃષ્ણ તો નિર્ગુણ અને નિર્વિકાર પૂર્ણપુરુષોત્તમ છે, તે આનદરૂપ લીલાઓ હમેશા

કરે છે અને પોતે લીલાઓ કરી ભકતોને મહા આનંદ આપે છે પ્રભુ નિત્ય છે, તેથી પ્રભુની લીલાઓ પણ રોજ નિત્ય છે હમેશા પોતે નવી નવી લીલાઓ કરે છે ભકતરાજ ગોપાળદાસ શ્રીવલ્લભાખ્યાનમા ગાય છે કે — "નિત્ય લીલા નિત્ય નોતમ શ્રુતિ ન પામે પાર" પ્રભુની લીલાઓ નિત્ય છે, ને નિત્ય નવી નવી છે કે, તેનો વેદો પણ પાર પામી શકતા નથી વધારે શુ કહુ ? આપણા શ્રી મહાપ્રભુજી તથા શ્રીગુસાઇજી પણ નિત્ય છે, તેથી કોઇ મહાનુભાવીને આજે પણ દર્શન આપે છે શ્રીમહાપ્રભુજીએ તો નિત્યલીલામા પધાર્યા પછી પણ તત્તજ ઘણા વૈષ્ણવોને દર્શન દીધા હતા કે, જે ભકતોથી શ્રીમહાપ્રભુજીના દર્શન વગર રહેવાયુ ન હતુ દામોદરદાસ હરસાની તથા ગોવિંદ સ્વામી, શેઠ પુરુષોત્તમદાસ કાશીવાળા આ મહાનુભાવીઓને શ્રીમહાપ્રભુજીએ પોતે ભૂતળ પરથી અંતર્ધાન થયા પછી પણ દર્શન આપ્યા હતા ગોવિંદસ્વામીને શ્રીમહાપ્રભુજી-ના જો દર્શન નહોતા થતા, તો બેભાન થઈ જતા, આ વખતે દિવ્ય સ્વરૂપે શ્રીમહાપ્રભુજી દર્શન દેતા હતા આ સર્વે દેવ છે, તેથી તેઓ પોતાના ભકતોને દર્શન આપે છે અત્યારે પણ શ્રીમહાપ્રભુજી દર્શન આપે, પણ તેવી લગની લાગવી જોઈએ (ભગુભાઇ આ સાભળી મહા આશ્ચર્ય પામ્યા, અને બોલ્યા)

ભગુ—ગુરુજી, આ આપ શુ બોલો છો ? ગોકુળદાસ તો શ્રીમહાપ્રભુજી અત્યારે પણ દર્શન દે, એ સાભળતાં રોઈ પડયો દરેક વિદ્યાર્થી બહુજ ઉડા વિચારમા પડી ગયો, ને મનમા ને મનમા શ્રીમહાપ્રભુજીના સ્વરૂપની કલ્પના કરવા લાગ્યો

બાબુ—શુ કરીએ તો શ્રીમહાપ્રભુજી આપણને દર્શન દે ?

ગુરુજી—બાબુભાઇ, શ્રીસર્વોત્તમ સ્તોત્રના જપ જો હમેશા કરીએ, તો શ્રીમહાપ્રભુજી દર્શન દે વળી વિદ્યા પણ એ સ્તોત્રના જપથી આવડે છે વળી ધાર્મિક જ્ઞાન પણ એ જપ વડેજ સ્થિર થાય છે, અને અનુભવાય છે, માટે શ્રીસર્વોત્તમજીના જપ નિત્ય કરવાજ જોઇએ આ કારણથીજ આ નિત્ય નિયમનુ સ્તોત્ર તમને સૌથી પહેલા શીખવ્યું છે અને પહેલાજ ભાગમા આપવામાં આવ્યું છે, કે જેથી વિદ્યાર્થીઓ એ સ્તોત્રનો જપ કરે, તો અલૌકિક વિદ્યા સ્ફુરે, અને પ્રભુની લીલાઓ સમજાય કેટલાક ભક્તો તો શ્રીસર્વોત્તમજી રાત્રે ઉંઘમા પણ જપે છે ઉંઘમા પણ જપ ચલાવતાજ રહે પ્રથમ સાવચેતીથી જપ કર્યા કરીએ, તો પછી એની મેળે ચાલ્યાજ કરે છે, પણ પ્રથમ જપ આરૂઢ થતા સુધી હમેશા કરવા જોઈએ, જેમ કોઇ યત્રને પ્રથમ ચલાવતા હાથવતી મથીને ચલાવવું પડે છે, પણ

પછી ચાલ્યા પછી એની મેળેજ ચાલ્યા કરે છે. તેમ જપ પણ પ્રથમ સાવચેતીથી કર્યા કરે, તો પછી એની મેળે હૃદય જપ્યાજ કરે હૃદય એની મેળે સદાજ જપ્યા કરે, તેને જપ હૃદયારૂઢ થયો કહેવાય

**ભગુ**—ગુરુજી હું બરાબર સમજ્યો હું નિત્ય શ્રીસર્વોત્તમજી કરૂ છુ એથી મને આનંદ તો થાય છેજ

---

## પાઠ ૧૬ મો

## શ્રીભાગવતજી.

**વાસુદેવ**—ગુરુજી, આપે શ્રીભાગવત સબધી તે દિવસે વાત કરી હતી, હુ તે શ્રીભાગવત સાભળુ છુ, મારે ઘેર તે વચાય છે, પણ તેની ઉત્પત્તિ સબધી હુ કઇજ જાણતો નથી તો મને કૃપા કરીને કહો

**ગુરુજી**—વાસુદેવ, તુ તો નવો વિદ્યાર્થી આવ્યો, પણ બહુજ ધર્મશીલ જણાય છે ખરેખર, તારા વિચાર અને વર્તન જોતા એમ લાગે છે કે તારૂ આખુ કુટુબ ભક્તિવાળુ હોવુ જોઇએ

**વાસુદેવ**—ગુરુજી, હુ તો પાઠશાળા આપણી ચાલે છે, તે જાણતો નહોતો, એવો અભાગી છોકરો કોણ હોય કે આવી પાઠશાળામા પ્રભુનુ જ્ઞાન મેળવવા ન આવે ? અને

એવા અભાગી માબાપ પણ કોના હોય કે, પોતાના બાળકને આવાં સ્થાનોમા ધર્મજ્ઞાન મેળવવા ન મોકલે ? મને તો એમ થાય છે કે, જાણે હમેશા આપની પાસે ભણુ ભણુ-કરૂ

*ગુરૂજી—શ્રીમદ્ ભાગવત વિષે જાણવાનુ તો ઘણુએ છે વેદ, ગીતા અને બ્રહ્મસૂત્ર એ પ્રસ્થાનો કરતા શ્રીભાગવતને વિશેષ મહત્તા આચાર્યશ્રીએ કેમ આપી છે, એનો વિચાર કરતા પારે ન આવે તો પણ જ્યારે આપણે શ્રીભાગવતનું સર્વોત્તમ રહસ્ય સમજવા બેસીએ, ત્યારે આટલુ તો આપણે જાણવુ જ જોઇએ

ભગવાન્ વેદવ્યાસજી પ્રભુની જ્ઞાનકલાના અવતારરૂપે પવિત્ર ભારતભૂમિમા પ્રકટ થયા પ્રકટ થઇને એમણે દેશની સ્થિતિનો અનુભવ લીધો પરિણામે મહાપ્રભુને ઘણો જ ખેદ થયો. કરાલ કાલ પોતાનું સામ્રાજ્ય દેશમા સ્થાપી રહ્યો હતો અસખ્ય મનુષ્યો તેના કોળીઆ બની રહ્યા હતા ધર્મજીવન આર્યસતાનો સદ્ધર્મના દુશ્મન બનતા હતા. આવી વિકટ સ્થિતિ તેમનાથી સહન ન થઇ ભાગ્યહીન ભારતવાસીઓપર ભગવાન વેદવ્યાસજીને દયા ઉપજી પોતે તો કરુણાના સાગર રહ્યા, એટલે એટલી કરુણા કેમ ન કરે ? તુરત જ પોતે ધર્મની વ્યવસ્થા કરવા માંડી વેરણખેરણ

---

* અહીંથી પાઠની સમાપ્તિ સુધીનો ભાગ "વૈષ્ણવધર્મ પતાકા" ના ૮ મા વર્ષના પૃષ્ઠ ૩૦૧-૩૦૨-૩૦૩ માથી લીધો છે

થઈ રહેલા વર્ણાશ્રમધર્મોને ફરી પોતે મજબૂત કર્યા વળી વેદોની પણ વ્યવસ્થા કરી વેદોના બે ભાગ અલગ કર્યા એક કર્મકાંડ અને બીજો જ્ઞાનકાંડ કર્મકાંડમા ભગવાનના ભજનરૂપ યજ્ઞયાગાદિ ક્રિયાના મંત્રો રાખ્યા, અને જ્ઞાનકાંડમા પ્રભુનું જ્ઞાન મેળવવા માટેના મંત્રોનો સંગ્રહ કર્યો કર્મકાંડરૂપ વેદમા થતી શંકાઓનું નિરાકરણ પોતાના શિષ્ય જૈમિનિને સોપ્યું, અને પૂર્વ મીમાંસા તેમની પાસે રચાવી પોતે તો જ્ઞાનકલાવતાર હોવાથી વેદના જ્ઞાનભાગમા થતી શંકાઓનું નિરાકરણ કરવા માટે બ્રહ્મમીમાંસા રચી આમ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યના ઉદ્ધારનો માર્ગ તો એમણે સરલ કર્યો, પણ સ્ત્રી શૂદ્રો માટે કાંઇ તોડ કાઢ્યો નહિ આ ઊણપ પૂરવા માટે પોતે મહાભારત રચ્યું, ને તે દ્વારા સ્ત્રીશૂદ્રોના ઉદ્ધારનો માર્ગ પ્રકટ કર્યો એવી રીતે આપના અવતારની સાર્થકતા લગભગ થઇ રહેવા આવી હતી છતા વ્યાસભગવાનને સંતોષ ન થયો એમના મનમા વસવસો રહી ગયો જાણે હજુ એક મહત્ત્વનું કાર્ય મે કર્યું નથી, એવી વિમાસણમા પોતે આવી પડયા કયું કાર્ય બાકી રહ્યું, તેની સમજણ પડી નહિ આ વિચારના વમળમા પોતે સરસ્વતીના તટપર બિરાજતા હતા એમનો આત્મા પ્રસન્ન ન હતો. એમની મુખમુદ્રાથી એમ સ્પષ્ટ લાગે કે, જાણે કોઈ ઊંડા વિચારોથી ઘેરાયલા હોય ને શું! એટલામાજ મહર્ષિ

નારદજી ત્યા પ્રકટ થયા ત્રિભુવનમા ફરીને પ્રભુલીલાનો સાક્ષાત્કાર કરવાનો તેમનો ધંધો રહ્યો, એટલે અચાનક અહી આવી ચઢયા ! એમની નજર અનુભવી હોયજ, એમા આશ્ચર્ય ન જ પામવુ ભક્ત નારદજીએ વ્યાસભગવાનના મુખારવિંદનુ બારિકાઈથી અવલોકન કર્યું તરતજ આપ કળી ગયા કે, કોઈ ભારી ચિંતામા વ્યાસજી પડયા છે ! તુરત જ પોતે પ્રશ્ન કર્યો 'મહર્ષિ વ્યાસજી ! આપે જે કરવાનુ હતું તે કર્યુ છે, હવે જેમ કૃતાર્થ ન થયા હો તેમ કયા શોકમા અટવાઇ રહ્યા છો ?" વ્યાસજીએ જવાબ આપ્યો – "ઉચિતજ, તમારા કહ્યા મુજબ મે ઘણુ કર્યું છે, છતા મારો આત્મા કોણ જાણે કેમ પ્રસન્ન થતો નથી ?" મહર્ષિ નારદ ભક્ત રહ્યા, એટલે એમણે વ્યાસજીનુ નિદાન કર્યું પછી પોતે કહ્યુ કે, "ભગવાન્ ! આપે બધુ કર્યું, પણ હજી આપે શ્રીકૃષ્ણનો મહિમા ગાયો નથી એના વિના બધુ લખ્યું છે એ ગાયાથી જ અસતોષ મટશે" ભક્ત નારદ એમ કહીને તિરોહિત થઈ ગયા ભગવાન્ વેદવ્યાસે પછી એકદમ સમાધિ ચઢાવી સમાધિમાં પૂર્ણ પુરુષોત્તમના તેમને દર્શન થયા અને શ્રીમદ્ભાગવતના પણ દર્શન થયા દર્શન કરીને અવર્ણનીય સતોષ હૃદયમા અનુભવ્યો ! જેવા દર્શન થયા, તેવાજ સ્વરૂપમા શ્રીભાગવતનુ પોતે પ્રાકટ્ય સિદ્ધ કર્યું તેથીજ આચાર્યો શ્રીભાગવતને "સમાધિ ભાષા"

કહે છે આ ઈતિહાસથી આપણે સમજી શકીએ છીએ કે, શ્રીભાગવતનું સ્થાન અદ્વિતીય છે, અને તેને જે મુખ્યતા આચાર્યશ્રીએ અર્પી છે, તે તદ્દન યોગ્ય જ છે શ્રીભાગવતને આટલું બધું ગૌરવ આપવાના અનેક કારણો છે, અને તે આચાર્યશ્રી પોતે તત્ત્વદીપનિબંધ ગ્રંથમાં વર્ણવે છે પણ અહીં તો આપણે ઉપરનો એક ઇતિહાસ યાદ રાખીશું, તો જ બસ છે છતાં એક બીજું કારણ તો આપણે હૃદયમાં કોતરી રાખવું પડશે શ્રીભાગવત એ પ્રભુનું સાક્ષાત્ સ્વરૂપ છે શ્રીભાગવતના બાર સ્કંધ એ પ્રભુના બાર અંગ છે આવા આધિદૈવિક સ્વરૂપના દર્શન શ્રીવલ્લભાગ્નિ વિના બીજા કોને થાય ? શ્રીવલ્લભાધીશ્વરે કરુણા કરીને એ અલૌકિક દર્શન આપણને કરાવ્યાં છે જુઓ, શ્રીનાથજીનું ધ્યાન ધરો અથવા શ્રીજીની છબી પાસે રાખો બાર શ્રીઅંગમાં બારે સ્કંધોના દર્શન થશે પહેલા સ્કંધનું નામ અધિકારસ્કંધ છે, અને તેઓશ્રીના દક્ષિણ-જમણા ચરણકમલમાં બિરાજે છે બીજો સાધનસ્કંધ શ્રીના વામ-ડાબા-ચરણમાં દર્શન આપે છે. ત્રીજો સર્ગસ્કંધ છે, તે આપના દક્ષિણ બાહુમાં અને ચોથો વિસર્ગસ્કંધ છે તે વામબાહુમાં સ્થિત છે પાંચમો સ્થાનસ્કંધ જમણા સાથળમાં, ને છઠ્ઠો પોષણસ્કંધ ડાબા સાથળમાં દૃષ્ટિગોચર થાય છે સાતમો ઊતિસ્કંધ જમણી હથેળીમાં બિરાજે છે આઠમો મન્વંતરાનુકથાસ્કંધ જમણા સ્તનમાં, નવમો

ઈશાનુકથાસ્કંધ ડાબા સ્તનમાં સ્થાન કરી રહ્યા છે **દશમો નિરોધસ્કંધ શ્રીના હૃદયમાં** બિરાજે છે. અગિયારમો મુક્તિસ્કંધ શ્રીના મસ્તકપર રહે છે અને બારમો આશ્રયસ્કંધ શ્રીના ઊંચા કરેલા ડાબા હસ્તકમાં દર્શન આપે છે એવી રીતે શ્રીભાગવત એ સાક્ષાત્ શ્રીનાથજીનું સ્વરૂપ છે!

એ સ્વરૂપ સમજાવવા માટે શ્રીમહાપ્રભુજીએ શ્રીભાગવતના ૭ પ્રકારે અર્થ કર્યા છે પહેલા ચાર ભાગવતાર્થ પ્રકરણમાં સમજાવ્યા છે ને બીજા ત્રણ અર્થો શ્રીસુબોધિની નામક ટીકા લખીને સમજાવ્યા છે એ ૭ અર્થો આ પ્રમાણે છે—૧ આખા શ્રીભાગવતનું ટુંકું રહસ્ય, ૨ સ્કંધવાર જુદું જુદું રહસ્ય, ૩ સ્કંધમાં પણ ઘણા પ્રકરણો હોય, તેથી તેનો અર્થ, ૪ વળી સ્કંધમાં અધ્યાયો પણ ઘણા હોય છે, તેથી તેનો અર્થ, એમ ચાર અર્થ ભાગવતાર્થ-નિબંધમાં છે વળી, ૫ અધ્યાયોમાં શ્લોકો હોય તેનો અર્થ, ૬ શ્લોકોમાં પદો (શબ્દો) હોય તેનું રહસ્ય, ૭ પદોમાં પણ અક્ષરો હોય તેનો અર્થ એ ત્રણ શ્રીસુબોધિનીજીમાં છે

## પાઠ ૧૭ મો.

### કર્તા હર્તા હરિ છે.—(કવિતા)

ગુરુજી—વાસુદેવ, આજે તો તારી જોડે ખૂબ નવા વિદ્યાર્થીઓ આવ્યા

વાસુદેવ—ગુરુજી, હુ તો જે મળે છે, તેને કહુ છુ કે, પાઠશાળામા ચાલો આવો મોઘો મનુષ્ય જન્મ મળવાનો નથી, તેમા પ્રભુનુ ભજન કરીએ, તેટલુ ખરૂ છે આ દેહ ધર્મને માટે છે, એના વડે જો આત્માનુ કલ્યાણ થાય તો પ્રમાણ છે નહિ તો કશાય કામનો નહિ

ગુરુજી—ભાઇઓ, આજે આપણે એક પ્રભુજ સૌ કરનાર છે, તે વિષે કવિતા ગાઈએ બધુ કરનાર પ્રભુ છે માટે ચિતા કરવી નહિ આ વિષે એક કવિતા બહુ સુદર છે, તમે બધા મોઢે કરજો અને ગાજો

પદ.

ચિત્ત તુ શીદને ચિતા કરે, કૃષ્ણને કરવુ હોય તે કરે–ટેક
સ્થાવર જગમ જડ ચેતનમા, માયાનુ બળ ઠરે,
સ્મરણ કર શ્રીકૃષ્ણચદ્રનુ, જન્મ મરણ જાય હરે[1]—કૃષ્ણ
નવ માસ પ્રાણી કૃષ્ણચદ્રનુ, ધ્યાન ગર્ભમા ધરે,
માયાનુ આવરણ કર્યુ ત્યારે, લખચોરાશી ફરે—કૃષ્ણ
તું અતર ઉદ્વેગ ધરે તેથી, કારજ શું સરે
ધણીનો ધાર્યો મનસુબો, હરબ્રહ્માથી નવ ફરે—કૃષ્ણ
દોરી સર્વની એના હાથમા, ભરાવ્યું ડગલું ભરે,
જેવો જન્ત્ર વગાડે જન્ત્રી, તેવો સ્વર નીસરે—કૃષ્ણ

---

૧ નાશ પામે ૨ કટાળો

થનાર વસ્તુ એણી પેરે થાશે, જેમ શ્રીફળપાણી ભરે,
જનાર વસ્તુ એણી પેરે જાશે, જેમ ગજ[૩] કોઠુ ગરે—કૃષ્ણ
જેવુ જેટલુ જે જેમ કાળે, તે તેને કર ઠરે,
એમા ફેર પડે નહિ કોઈથી, શીદ કુટાઇને મરે—કૃષ્ણ
તારૂ ધાર્યું થતુ હોય તો, સુખ સચે દુખ હરે
આપ આપણુ અજ્ઞાનપણુ એ, મૂળ વિચારે ખરે—કૃષ્ણ
થાવાનુ અણુ ચિતવ્યું થાશે, ઉપનિષદ[૪] ઓચરે,
રાખ્ય ભરોસો રાધાવરનો, દયા શીદને ડરે—કૃષ્ણ

---

## પાઠ ૧૮ મો.

### દયા. ભા ૧.

ગુરુજી—દયા એ બે અક્ષરનો શબ્દ છે, પણ તેની મહત્તા મોટી છે

દયા નહિ તે ધર્મ નહિ, ધર્મ વગર નહિ ધ્યાન,
પ્રેમ વગર ભક્તિ નહિ, ત્યાગ વગર નહિ દાન.

જે ધર્મમા દયા નથી, તે ધર્મ નથી, ધર્મ વગર ધ્યાન નહિ પ્રેમ વગર ભક્તિ થાય નહિ, ત્યાગ વગર દાન થઇ શકે નહિ આપણો હિદુ ધર્મ આખો દયાથી ભરેલો છે, તેમાય આપણા વૈષ્ણવધર્મ જેટલી દયા તો કોઇ પણ

૩ હાથી ૪ વેદનો જ્ઞાનવાળો વિભાગ

ધર્મમા ભાગ્યેજ હોઇ શકે દયાળુ માણસજ હૃદયનો નરમ હોય છે, તેનાથી કોઈનુ દુખ જોઇ શકાતુ નથી કોઈ પણ પ્રાણીને દુખી જોતા સત પુરુષનુ હૃદય પીગળી જાય છે દયા એ સર્વવ્યાપી વસ્તુ છે દરેકના હૃદયમા થોડી કે વધારે તો તે હોય છે, પણ મહાપુરુષો તો દયાના સાગરજ હોય છે દયા દયામા પણ ફેર હોય છે જે માણસ પોતે કઇક પણ દુખ ભોગવે છે, તેનેજ દુખીના દરદની ખબર હોય છે કોઇ પણ વસ્તુ ભોગવ્યા વગર અનુભવાતી નથી આથી જે પોતે દુખને ઓળખી અનુભવ વડે જાણે છે, તેજ બીજાનુ દુખ અનુમાનમા લાવી શકે છે જેણે દુખનો અનુભવ લીધો નથી, તેને દુખની દશાની ખબર ન હોય આથી જેને પોતાની દયા હોય છે, તે બીજાની દયા ખાઈ શકે છે પ્રથમ આપણે આપણા આત્માની દયા કરવી જોઇએ આપણને ભૂતળપર ભટકતાં કેટલાય ભવ વીતી ગયા વારવાર સસારમા જનમીએ છીએ, ને મરણ પામીએ છીએ, પણ કદી આપણને આપણીજ દયા નથી આવી, તો પછી બીજાપર આપણે શી દયા કરવાના હતા? પ્રથમ જીવે પોતાના આત્માના કલ્યાણનો વિચાર કરવો જોઇએ, એથી જીવને પોતાના સકટની ખબર પડે છે, અને એ રીતે તે બીજના દુખ પણ જોઇ શકે છે પોતાને સુખદુખ થાય, તેવી રીતે સર્વત્ર સર્વને

થાય, એમ વિચારીને સાધુ પુરુષો દયા કરે છે જે માણસ પોતાના આત્માના કલ્યાણનો વિચાર નથી કરતો, અને વિચાર કરીને તેવુ આચરણ નથી કરતો, તે આત્મઘાતી છે જે પોતાના આત્માનો ઘાત કરે છે, તે બીજાપર દયા બતાવી શુ શકે ? તે બીજાનું શુ કલ્યાણ કરે ? ધર્મનું મૂળજ દયા છે એનો અર્થ એવો છે કે, જીવને પોતાની દયા આવે, એટલે તેને ધર્મ સૂઝે છે, કારણ કે જીવનું કલ્યાણ ધર્મ વગર નથી, અને એવો પોતાના ધર્મમા ચુસ્ત માણસ બીજાને પણ ધર્મમાર્ગ બતાવી તેનુ કલ્યાણ કરે છે પોતે જન્મમરણના ને આ સસારના સકટ જોઈ પ્રભુનુ શરણ સ્વીકારી નિર્ભય બને છે, અને તેવો ઉન્નત જીવ બીજાને પણ દયા કરી એ માર્ગે લઇ જાય છે ખરી દયા આનુજ નામ કહેવાય

વૈષ્ણવ તો પ્રભુપર પ્રીતિવાળો હોવાથી શરણ સ્વીકાર્યા પછી તેને પોતાના સુખદુઃખની ખબર પડતી નથી વિશ્વને જોઇને તે આનદ પામે છે તે સર્વત્ર પ્રભુની લીલા નીરખતો પોતાનું જીવન ગુજારે છે તેને પ્રભુના સુખમા આનદ હોવાથી તે પોતાની વસ્તુઓ પ્રભુના ઉપયોગમા લઇ અન્ય જીવોના ઉપયોગ માટે પણ આપે છે, પણ તે પુણ્યની ઇચ્છા કરતો નથી ખરા દયાળુને પુણ્યની ઇચ્છા હોતી નથી

દયા કાઇ વસ્તુ વડેજ બતાવાતી નથી દયા એ તો

અ તરની ઊ ડી લાગણી છે કાઇ પણ જીવની લગાર પણ લાગણી ન દુ ખવવી, એ દયાનુ વિશાળ સ્વરૂપ છે સર્વ વસ્તુઓમા પ્રભુ બિરાજે છે, એમ દરેક વૈષ્ણવ માનતો હોવાથી તે કોઇનો તિરસ્કાર કરતો નથી, પણ ઉલટુ અમી દૃષ્ટિએ જુએ છે. તે જમીનપર એક નાનકડી કીડી સરખા પ્રાણીને પણ ફરતુ જોઈ ખૂબ ખુશી થાય છે, અને મનમા કહે કે, આ નાનકડુ પ્રભુનુ પ્રાણી વિશ્વમા આન દમા કેવુ મહાલે છે ? કોઇના દુ ખે દુ ખી થવું, અને કોઇના સુખે આન દ પામવો, એ દયાળુ મનુષ્યનુ કર્તવ્ય છે દયાળુ દુ ખીને બનતી યોગ્ય મદદ કરી તેને આશ્વાસન આપે છે આવું આશ્વાસન આપવુ એ પણ દયા છે

કનુ—ગુરુજી, કોઇ માણસ મરી જાય છે, ત્યારે બીજા રડે છે, ત્યારે મને બહુજ દયા આવે છે, પણ શુ કરવુ ?

ગુરુજી—કનુભાઇ, એ દયા ખોટી કહેવાય. ખરૂ જોતા પરાણે રડવાથી મુએલુ પાછુ આવતુ નથી, એટલુંજ નહિ પણ એથી મરનારનું અકલ્યાણ થાય છે આપણા શાસ્ત્રોમા લખ્યું છે કે, જે મુએલાની પાછળ આંસુ પાડે છે, તે મરનાર જીવની અધોગતિ કરે છે જેટલા આસુના ટીપા મરનારની પાછળ પાડવામા આવે છે, તેટલી નદીઓ મર નાર જીવને ઓળગવી પડે છે, એવુ શાસ્ત્રો કહે છે. આથી જેને મરનારના જીવની દયા હોય તે કદી રડે નહિ વળી

વૈષ્ણવ તો પ્રભુનોજ સબંધ માનનારો છે, એટલે તે તો એમજ જાણે કે જીવ પ્રભુ પાસે ગયો, તો શા માટે રડવું ? પ્રભુની ભક્તિરૂપી અમૃત પીનાર જીવ સદા અમરજ છે, તે તો અમર બની પ્રભુના દરબારમા સ્થાન લે છે દયારામ ભાઈની જયારે છેલ્લી ઘડી હતી, ત્યારે તેમના બે સત્સગી સેવકો વૈષ્ણવો હતા, તે રડવા લાગ્યા, ત્યારે દયારામભાઈએ કહ્યુ કે હું સાક્ષાત પૂર્ણ પુરુષોતમ પાસે જાઉં છુ, તમે શા માટે રડો છો ? મારી પછી તમારે પણ ત્યાજ આવવાનુ છે, માટે આનદ કરો ભજન કરો જીવ ચાલ્યો જાય, એટલે કોઇ મરી જાય, તો તેની પાછળ ખૂબ ભક્તિ કરવી જોઇએ, જેથી મરનારનુ પણ કલ્યાણ થાય આ સબધમાં વળી આપણે ફરી કોઈવાર વિચાર કરીશુ અહીં તો એટલુ યાદ રાખવુ કે વૈષ્ણવ તો સદા અમર છે, માટે તે ચાલ્યો જાય, તો પણ પાછળ ખૂબ ભજન કરી આનદ કરવો દૈવી જીવો તો દયાળુ હોવાથી મરનારનુ કલ્યાણજ ઇચ્છે

---

## પાઠ ૧૯ મો.

### દયા ભા. ૨.

કનુ—ગુરુજી, કેટલાક કહે છે કે, વૈષ્ણવોમા દયા નથી હોતી, ઘણા ખરા અન્ય ધર્મવાળા એમ કહે જે

દયાળુ હોય તે બધાને અડે વષ્ણુવો ઢેડ, ભગીને અડતા નથી, માટે તેઓ દયાળુ નથી, એવુ ઘણા માણુસો કહે છે

ગુરુજી—કનુભાઇ, જેઓ આવુ બોલે છે, તેઓ વૈષ્ણુવ ધર્મ સમજતાજ નથી વૈષ્ણુવ તો વગર અડયે આખા જગતપર પ્રીતિ રાખી શકે છે માત્ર સ્પર્શ કરવાથી પ્રેમ જળવાય એવુ કહેવુ, એ તો માયા છે આપણે પ્રભુને નથી દેખતા, અથવા સાક્ષાત સ્પર્શ નથી કરી શકતા, છતા તેના પર ખૂબ પ્રેમ બતાવીએ છીએ, તેની ખૂબ સેવા કરીએ છીએ, તેમ વગર અડયે પણુ વિવેકસર દયા થઇ શકે છે. આપણો વૈષ્ણુવધર્મ જડ વસ્તુનો પણુ તિરસ્કાર ન કરે, તો માણુસનો તો તિરસ્કાર કરેજ કેમ ? આપણે તો રસ્તામા પડેલા ઢેફાને પણુ ઠોકર ન મારીએ ઉલટુ દરેક જડ ચેતનને પ્રભુના રમકડા માની તે પર પ્રેમ રાખીએ, પણુ તેમાં વિવેક રાખીએ છીએ આપણે સેવામા ઉપયોગી વસ્તુને મૂકો કે નાખો ન કહીએ, પણુ પધરાવો કહીએ, જાણે પ્રભુ હોય તેમ તેવી વસ્તુઓને માન આપીએ છીએ, તો જીવનો તિરસ્કાર તો આપણાથી થાયજ કેમ ? વૈષ્ણુવો દયાળુ નથી, એવું જેઓ બોલે છે, તેઓ વૈષ્ણુવ ધર્મ સમજતાજ નથી. અહી વિચારવાનુ એ છે કે, વષ્ણુવ બીજાનુ કલ્યાણુ કરવા જતા પોતાના આત્માની અધોગતિ ન વહોરી લે વાઘ ભુખ્યો હોય, તેથી દયા કરીને જેમ આપણે તેના મોમા

આપણી દેહ નથી ઘાલતા, તેમ આપણે અત્યજોને પણ નથી અડતા પણ વાઘને મારતી વખતે આપણને એમ થાય કે એને પણ જગતમા જીવીને આનદ લેવાનો હક છે, તેમ અત્યજનો તિરસ્કાર કરતા વૈષ્ણવને એમ થાય કે, એ પણ પ્રભુનો માણસ છે, એનો તિરસ્કાર ન થાય આપણા ઘરમા કોઈ ચેપી રોગવાળુ હોય છે, અથવા અભડછેટવાળુ હોય છે, તેને આપણે નથી અડતા, એ કાઈ તેનો તિરસ્કાર નથી માત્ર તેને અડવામા તત્ત્વ દૃષ્ટિએ નુકશાન છે, તેથી નથી અડતા ચેપી રોગવાળાની દવા તો આપણે દૂરથી કરીએ છીએ, તેમ દુખી અત્યજને પણ આપણે સમય આવ્યે મદદ કરી શકીએ આપણો વૈષ્ણવ ધર્મ કેટલો બધો દયાળુ છે, તે સાભળો

આપણા શ્રીમહાપ્રભુજીના નાના કુમાર શ્રીગુસાઇજી એક વાર પરદેશ જતા હતા, ત્યારે સખત ઉનાળો હતો, તાપનો પાર નહિ ને તેવે સમયે તેઓશ્રીએ સઘ સાથે કુચ કરી રસ્તામા એક જગલમા એક કોઇ સ્ત્રી ગળે શ્વાસ અટકેલો ને પડેલી હતી, તેને દૂરથી શ્રીએ દીઠી તરતજ રસાલો ઉભો રખાવી સેવકને તપાસ કરવા મોકલ્યો સેવક જઇને જુએ છે, તો કોઇ અત્યજસ્ત્રીનો જળ વગર જીવ તલસે છે તે મરવાની અણી પર છે સેવકે આવીને બધી વાત કરી પોતે કહ્યુ કે, જળની તપાસ કરી જલદી તેના મોઢામા મૂકો, પણ જળ બીલકુલ મળે નહિ પાસે

કુવો કે કોઇ જળાગાર પણુ નહિ માત્ર એક જળના ઝારીજી શ્રીઠાકોરજી પાસે જળથી ભરેલા બિરાજતા હતા શ્રીગુસાંઇજીએ શ્રીઠાકોરજી પાસેના ઝારીજી લઇ શ્રીહસ્તે ઉંચેથી પેલી સ્ત્રીના મોમા પાણી રેડયું બાઇને શાંતિ વળી કરોડો રૂપીઆ કોઇ આપે, પણુ શ્રીગોસ્વામિબાળક કે વૈષ્ણવ શ્રીઠાકોરજી પાસેથી સમય વગર ઝારીજી ઉઠાવે નહિ, પણુ અહીં એક અંત્યજસ્ત્રીના બચાવ માટે શ્રીઠાકોરજી પાસેથી ઝારીજી ઉઠાવ્યા. એ દયાની પરિસીમાજ છે આવો અનહદ દયાલુ વૈષ્ણવધર્મ જે ન સમજે, તે ગમે તેમ બોલે છે બોલનારની જીભ ન ઝલાય, માટે જેઓ વૈષ્ણવ ધર્મ દયાળુ નથી, એમ બોલે, તેમની તો દયાજ ખાવી રહી વળી જેઓ કહે છે કે, અંત્યજોને અડવાથીજ પ્રેમ રખાય છે, અથવા તેમનું કલ્યાણુ કરી શકાય છે એમની પણુ દયાજ ખાવી રહી તેઓ પોતાનું કલ્યાણ નથી સાધી શકતા, અને અંત્યજોનું તો શું સાધવાના ? ઉલટું આવી રીતે તેમને ઉશ્કેરવાથી તેઓ ઉચ ધર્મશીલ હિંદુઓને સ્પર્શ કરવાની અથવા દેવાલયોમા પેસવાની હઠ કરે છે, ને વધારે તિરસ્કારને પાત્ર થાય છે માટે ધર્મશાસ્ત્રોને માન આપી વિચારીનેજ વર્તવુ. જોઇએ

કનુ—ગુરુજી, પછી તે અંત્યજ બાઇનું શું થયું ?

ગુરુજી—તે મોટી પ્રભુની ભક્ત બની ગઇ, શ્રીગુસા

છજીના શ્રીહસ્તે શ્રીઠાકોરજીના ઝારીજીનુ જળ તેના મુખમા પડ્યુ કે, તેના સર્વ પાપો નાશ પામ્યા, અને તે મોટી ભગવદીય બની ગઇ આવી મોટી ભક્ત બનવા છતા તેણે કદી મદિરમા પેસવાનો કે બીજાને અડવાનો પ્રયત્ન કર્યો નથી પ્રભુ તેને સાક્ષાત દર્શન દેતા આ બાઇએ ઘણા વૈષ્ણવોને શ્રીઠાકોરજીના દર્શન કરાવ્યા હતા, પણ તે એવી સમર્થ છતા પ્રભુના રચેલા શાસ્ત્રાની રીત તોડીને કોઇને અડી નથી પોતાની નાની સરખી જ પડીમા પ્રભુની સેવા કરતી

**વાસુદેવ**—ગુરુજી, પ્રભુ આ કૌરવોને તથા કસ વગેરેને મારે છે, તેથી તેમને દયાળુ શી રીતે કહેવાય ?

**ગુરુજી**—હસીને, વાસુદેવ, એ આસુરી જીવો બીજા પવિત્ર જીવોને નકામુ દુખ દે છે, માટે પ્રભુ દૈવી જીવોની દયા ખાતર એમ કરે છે વળી પ્રભુને હાથે એ આસુરી જીવો મરે, તો તેમનો ઉદ્ધાર થાય આમ પ્રભુ દયાળુ હોવાથીજ તેમને સજા કરી તેમનો ઉદ્ધાર કરે છે માટે મારવાથી અસુરોનું કલ્યાણ થાય છે, એ પણ દયાજ છે ને દૈવી જીવોનુ દુખ ઓછુ થાય, એ પણ દયાજ છે દયા વસ્તુ બહુ સૂક્ષ્મ દૃષ્ટિએજ સમજી શકાય તે એવી હોવી જોઇએ કે, એક પર દયા કરવાથી બીજા જીવોને દુખ ન આવે

**વાસુદેવ**—ગુરુજી આપણા વૈષ્ણવ ધર્મને ધન્ય છે આપણો ધર્મ બહુજ દયાળુ અને ઉચો છે મારા બાપાજી તો રોજ કહે છે કે, આપણો ધર્મ સૌ કરતા શ્રેષ્ઠ છે

---

## પાઠ ૨૦ મો.

## તિલક ન કરીએ તો ન ચાલે.

કનુ—ગુરુજી, કેટલાક કહે છે કે, તિલક કરવાથી શું વધારે છે? મનથી ભક્ત હોઇએ એટલે થયું, તિલક એ તો ઉપરનો ડોળ છે

ગુરુજી—કનુભાઈ, આ જમાનો નાસ્તિકતાનો છે, ધર્મના વિચારો પણ તર્કની દૃષ્ટિએ થાય છે, પણ જે અલૌકિક ભાવો છે, તે માત્ર તર્ક કરવાથી સમજાય તેવા નથી, માટે તે સબંધમા તર્ક ન કરવા ધર્મ અથવા પ્રભુભક્તિ એ પ્રેમ અને શ્રદ્ધાનો વિષય છે જેમ આપણે દવા અને ખોરાક ખાઇએ છીએ, તે ખબર ન પડે તેમ રોગ કાઢે છે, અને શરીરનુ પોષણ કરે છે, તેમ તિલક માળા વગેરે ધર્માચિહ્નો ખબર ન પડે, તેમ અસર કરે છે કેટલાક કહે છે કે, જીવને ને શરીરને કઇજ સબધ નથી, વાત તત્ત્વદૃષ્ટિએ સત્ય છે, પણ જો શરીરને ઈજા થાય, તો તરત જીવને દુખ થાય છે. શરીરને સ્વાદે આત્મા આનદી થાય છે, માટે જેમ શરીર અને ઇંદ્રિયોના સુખદુ ખનો ભોક્તા આત્મા કે જીવ છે, તેમ શરીરના ધર્મકાર્યોનો ભોક્તા પણ જીવ છે તેમ તિલક એક શારીરિક ધર્મચિહ્ન છતા આત્માનુ પોષક છે. જીવને

જોઈતા અલૌકિક ખોરાકનુ તે પોષક છે માણુસ અવતરે છે, ત્યારે તદ્દન નગ્નજ અવતરે છે, પણ પછી તેને શરીર રક્ષણ માટે વસ્ત્રા પહેરાવવામા આવે છે, તેમ તિલક વગર માણુસ અવતરે છે, પણ પછી તેના આત્મરક્ષણ માટે કે ધર્મરક્ષણ માટે તિલકની ખાસ જરૂર છે લૌકિક રાજાનો એક પોલીસ સરખો નોકર પણ રાજા તરફથી મળેલો પટ્ટો વગેરે પહેરે છે, તેથી તે મોટી સત્તાવાળો બને છે, મોટા કરોડાધિપતિ શેઠને પણ તે રસ્તા વચ્ચે ઉભો રાખી શકે છે, તેમ અલૌકિક રાજા શ્રીભગવાનના આવા અલૌ કિક સેવકપણાના ચિહ્ન ધારણ કરનાર સેવકના કપાળમા તિલક અને ગળામા માળા જોઇ અન્ય દેવો પણ તેના થી દૂર રહે છે, કારણ કે પ્રભુ દેવાધિદેવનો તે દાસ બન્યો છે, ઉલટા દેવો પણ તેનુ સેવકપણુ સમય આવ્યે કરે છે માટે ભક્તે પોતાના સેવકપણાના ચિહ્ન તિલક માળા લગાર પણ તજવા ન જોઇએ

જેમ સોભાગ્યવાળી સ્ત્રી ચુડો, ચાદલો વગેરે સોભાગ્યનાં ચિહ્ન હમેશા રાખે છે, તેમ પ્રભુને પતિ કર્યાના અલૌકિક સૌભાગ્યનુ ચિહ્ન માળાજી અને તિલક છે કોઇ સોહાસણુ સ્ત્રી કહેશે કે, હુ તો ચુડો તથા ચાદલો અને ચોટલો નહિ રાખુ, તો જેમ જગત તેને હસી કાઢે છે, અથવા ગાડી ગણે છે, તેમ પ્રભુ તથા અન્ય ભક્તજનો, કોઇ એમ કહે

કે "તિલક વગર પણ મનથી ભક્ત થઇએ તો કઇ વાધો નથી " તેને હુગી કાઢે છે કેટલાકને તિલક કરતા શરમ આવે છે, તો જેઓ માત્ર તિલક કરતાજ જગતથી ડરીને શરમાય છે, તેઓ ભક્તિમાર્ગમા આવતા અલૌકિક અને લૌકિક સકટો તો શી રીતેજ વેઠી શકવાના ? "હરિનો મારગ તો શૂરાનો" છે, કાયરનુ કે નામર્દોનુ અને શરમાય તેવાઓનુ કામ નથી

મર્યાદામાર્ગમા યજ્ઞમા જેમ વેદી એ યજ્ઞનુ ખાસ સાધન છે, તેમ ભક્તિમાર્ગમા તિલક એ ભક્તિયજ્ઞની વેદી છે, જેમ વેદી વગર યજ્ઞ થઇ શકે નહિ, અથવા કરે તો તે નિષ્ફળ જાય છે, તેમ તિલક માળાજી વગર ભક્તિ થઈ શકેજ નહિ, અથવા તે નિષ્ફળ જાય છે ભક્ત પ્રથમજ પ્રભુના ચરણકમળને પોતાના કપાળમા ધારણ કરે છે પ્રભુના ચરણનો ખાસ આશ્રય કરે છે, એ તેની મહાન ફતેહનુ ચિહ્ન છે જેમ પ્રભુ રાસ પરોણો લઇ અર્જુનનો રથ હાકવા પાડવોના સૈન્યને મોખરે ઉભા એજ પાડવોની ફતેહ સૂચવે છે, તેમ ભક્તના ભાલ પર પોતાનુ ચરણ કમળ સ્થાપન કરી પ્રભુ ભક્તના શિર પર બિરાજ્યા, એ પણ ભક્તની ફતેહજ સૂચવે છે, તેનુ સદા મગળજ થાય છે તિલક ભક્તના અલૌકિક સામર્થ્યનુ નિશાન છે, જેણે અનત બ્રહ્માડોના માલીક ભગવાનનુ સૌભાગ્ય ધારણ કર્યું

છે, તેના સામર્થ્યનો પાર નથી, એમ જાણી આસુરીવ્યક્તિઓ તેનાથી ડરે છે જમરાજા સરખા પણ પોતાના સેવકોને કહે છે કે, જેના કપાળમા સુદર તિલક અને કઠમા માળા હોય તેને ઘેર તમે જશો નહિ એ પ્રભુનો અગત સખા છે ભક્તના મુખપર તિલક નિરખતા તરતજ પ્રભુનું સ્મરણ થઇ જાય છે આમ તિલક જોનારને પણ લાભદાયક છે તિલકને જોતા જોનાર વૈષ્ણવ વગર ઓળખાણે પણ જયશ્રીકૃષ્ણ કહે છે જયશ્રીકૃષ્ણ એ આશીર્વાદાત્મક છે, ને પ્રભુને યાદ કરાવવાના સાધનરૂપ છે પ્રભુ ભકત વત્સલ છે, તે દ્વાદશ તિલક દ્વારા ભક્તના અગમા જુદે જુદે સ્થાને બિરાજે છે, ભક્તના તે તે અગમા આવાહનથી પણ તે અગ વિભૂષિત કરે છે, માટે દ્વાદશાગે તિલક કરવાજ જોઇએ જેને આવા અલૌકિક કામોમા પણ શ્રદ્ધા ન હોય, અને સશય હોય, તે જીવતાજ મુએલો જાણવો શ્રીકૃષ્ણ પણ શ્રીગીતાજીમા કહે છે કે, "સશયરૂપ બનેલો માણસ નાશ પામે છે"

આપણે જો મોટા પુરુષોના કાર્યોપર અને વાણીપર વિશ્વાસ રાખનારા હોઇએ, તો ખોટા તર્ક આપણને ન થાય હિંદુસ્તાનના દરેક હિંદુ ધર્મવાળાઓએ પોતપોતાના ધર્મના ચિહ્ન રાખેલા છે, તો તે બધા કાંઈ અવિચારી નહોતા, અથવા તેમનામા અતરમા પ્રેમ નહોતો એમ

પણ નહિ આપણા શ્રીમહાપ્રભુજી પોતે પ્રભુ છતા તિલક ધારણ કરતા હતા, સર્વે મોટા ભક્તો સૂરદાસજી, નંદદાસ, તુલસીદાસ, નરસિંહ મહેતા, એમ બધા તિલક ધારણ કરતા હતા અસલના બધા ક્ષત્રીઓ શ્રીકૃષ્ણના ભક્ત હતા, અને તે સર્વેજ તિલક કરતા આમ મોટા પુરુષો જે કરે, તે પર તર્ક ન કરતા શ્રદ્ધાથી પ્રભુપરના વિશ્વાસે તે પ્રમાણે આચરણ કરવુ, એ ભક્તમાનનું કર્ત્તવ્ય છે જે પ્રભુ નો ભક્ત છે, તેને તો ખોટા તર્ક કરવાની નવરાશજ મળતી નથી તે તો પ્રભુના વિચારમા અને ભક્તિમા નવ રોજ નથી થતો

કનુ—ગુરુજી, તિલકના ઘણા લાભો આપે ગણાવ્યા, પણ બાર તિલક કરવાના કહ્યા તે બાર તિલક અમે નથી કરતા, અમને બરાબર તિલકની વિધિ શીખવો, એટલે તે પ્રમાણે અમે તિલક કરીએ. અમને તો કોઇની શરમ કે ડર નથી, પણ અમે બીજાને તિલક કરવાનું સમજાવીએ છીએ, ત્યારે તેઓ જે કહે છે, તે અમે કહીએ છીએ.

ગુરુજી—ભાઇ કનુ, પ્રભુના છે, એ તો પ્રભુનાજ છે. જેઓ પ્રભુના ભુખ્યા છે, તેઓ તો ગમે ત્યાંથી પ્રભુરૂપ અલૌકિક ખોરાક શોધી કાઢશે જે આસુરી છે, તેમને શિખામણે કશુ ન થાય શ્રીકૃષ્ણ જ્યારે ભૂતળ પર પ્રકટ દર્શન આપતા હતા, ત્યારે પણ આસુરી જીવોને એ પ્રભુનુ ઓળ-

ખાણુ ન પડયુ, તો આજે તેમને જ્ઞાન આવે, એ વિચાર ભુજ ભુલ ભરેલુ છે, માટે તેવાઓને તો વિચારીનેજ કહેવુ જેઓ પ્રભુના છે, તેઓ તો પ્રભુનુ શરણુ સ્વીકારી તેની સેવા કરવાજ મડી પડે છે, તેઓ તો આર્દ્રજ હોય છે



## પાઠ ૨૧ મો.

### સત્સગ.

ગુરુજી—સત્સગ એમા બે શબ્દ છે સત્ અને સગ. સત્ એટલે ઇશ્વર અથવા ઇશ્વરના સબધવાળી કોઇ પણ વસ્તુ, સગ એટલે મેળાપ જે વસ્તુના સગથી પ્રભુનો સબધ દૃઢ થાય, અથવા પ્રભુ યાદ આવે, અને પ્રભુ પર પ્રીતિ વધે, તેવી વસ્તુનો સગ તે સત્સગ કહેવાય

પ્રભુના સબધવાળા ભક્તજનનો સગ પ્રભુ પરની પ્રીતિ વધારે છે, માટે તેમનો સગ તે સત્સગ કહેવાય સત્સગ વગર પ્રભુનો સ્વાદ સમજાતો નથી, માટે સત્સગની અત્યત જરૂર છે એકવાર શ્રીગુસાઇજી શ્રીનાથજીની સેવામા બિરાજે છે, સેવા કરી રહ્યા છે છતા આખોમાથી અશ્રુ ચાલ્યા જાય છે, કોઈ અતરગ વૈષ્ણવ આ સમયે પાસે નહોતા, સૌ પરદેશ ગએલા હતા આ પ્રમાણે શ્રીગુસાઇજીના ચક્ષુમાથી અશ્રુ વહેતા જોઈ શ્રીનાથજીએ પૂછયું કે, આપ

કેમ રોઈ રહ્યા છો ? શ્રીગુસાંઇજીએ કહ્યુ કે, મને સત્સંગ નથી સૌ અંતરંગ ભક્તો પરદેશમા છે, તેથી સત્સંગ ન હોવાથી મારૂ હૃદય ભરાઇ આવે છે આ સાભળીને શ્રીનાથજીએ કહ્યુ કે, સત્સંગ વડે મળવાની વસ્તુ તે હું પોતે છુ, ને તો આપની જોડે સાક્ષાત છુ, તો પછી સત્સંગની શી જરૂર છે ? આ સાભળી શ્રીગુસાંઈજીએ વિનતિ કરી કે, સત્સંગ વગર આપના સ્વરૂપની મિઠાશ ચખાતી નથી. આપનો સ્વાદ ભગવદીઓના મુખદ્વારાજ મેળવી શકાય. આપના દર્શન તો સાક્ષાત થાય છે, પણ દર્શનથી આપમાં જે સ્વાદ છે, તે ચાખી શકાતો નથી જેમ કોઈ પણ વસ્તુ ( સાકર )નો સ્વાદ તેનાપર નજર નાખવાથી અનુભવી શકાતો નથી, પણ જીભપર મૂકવાથી ચાખી શકાય છે, તેમ આપનાં દર્શનથી સ્વાદ ચખાતો નથી, ભગવદીયોની વાણી દ્વારાજ એ સ્વાદ ચાખી શકાય છે આ ઉપરથી જણાય છે કે, જે ભગવદીયને પ્રભુનો સાક્ષાત્કાર હોય તેને પણ સત્સંગની ઇચ્છા હોય છે શ્રીગુસાંઇજી તો પ્રભુ છે, માત્ર સત્સંગનું માહાત્મ્ય અહીં બતાવે છે

શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીહરિરાયજી, શ્રીગોકુળનાથજી, એ વગેરેને પણ સત્સંગ માટે અંતરંગ ભગવદીયો હતા, તેમની સાથે પ્રભુની લીલા સંબંધી વાર્તાઓ કરવામાં આવતી હજારો જન્મના તપ કરતા પણ સત્સંગ વધારે

છે, તીર્થો તો ત્યા જઇએ, ત્યારે પાવન કરે છે, પણ સત પુરુષની દૃષ્ટિ તો આપણા ઉપર પડતાજ આપણને પાવન કરે છે માટે જ્યા સતપુરુષા બેસતા હોય ત્યા જવુ જોઇએ, થોડી વાર પણ નવરાશ મેળવીને કોઈ સત પાસે જવુ જોઇએ પ્રભુ કહે છે કે, હું તપથી, યજ્ઞથી, દાનથી મળી શકતો નથી, માત્ર ભક્તિ અને સત્સગથીજ મળી શકુ છુ વળી કહે છે કે, હુ વૈકુઠમા કે બીજે સ્થળે રહેતો નથી, પણ જ્યા મારા ભક્તો મારૂ કીર્તન કરે છે, મારા ગુણ ગાય છે, ત્યા હું રહું છુ શ્રીગીતાજીમા પણ પ્રભુ સત્સગની આજ્ઞા કરે છે, ને અર્જુનને કહે છે કે "સતપુરુષોની સેવા કરીને પ્રશ્નો પૂછીને તુ ધર્મ તત્વને સમજ એટલે સમ જાશે" વળી પ્રભુશ્રી ગીતાજીમા કહે છે કે, મારા ભક્તો ભક્તિવડે મારૂ કીર્તન કરતા પરસ્પર સતોષ પામે છે અને રમે છે (આનદ કરે છે) મતલબ કે ભકતો હમેશા એકઠા થઈ પ્રભુના ભજનમાજ આનદ માને છે સત્સગ વગર ભક્તિમા રસ આવતો નથી પુસ્તકથી પણ સત્સગનો લાભ મળી શકે, પણ ભક્તના મુખથી ભગવલ્લીલાની વાતો સાભળવાથી તેમા ભક્તના હૃદયનો પ્રેમ ભળેલો હોય છે, તેથી બહુ મજા આવે છે, અને મન તેથી પ્રભુમા લીન થાય છે સસારના પ્રપચો સત્સગ વડેજ ભુલાય છે, જીવનશુદ્ધિ સત્સગ વડેજ પ્રાપ્ત કરી શકાય મનુષ્ય જન્મનુ કર્તવ્ય સત્સગ

વડેજ જાણી શકાય સત્સગ વડેજ આત્માનો વિકાશ થઈ શકે આમ સત્સગના અનેક લાભ છે, માટે જ્યા ભગવદ્વાર્તા થતી હોય, પ્રભુના કીર્તન થતા હોય, પ્રભુ બિરાજતા હોય શ્રીગુરુદેવ બિરાજતા હોય, ત્યા ગયા વગર રહેવુજ નહિ સત પુરુષની દૃષ્ટિ પડે, તો પણ આપણે પવિત્ર થઇએ છીએ પવિત્ર મહાનુભાવી ભગવદીયની દૃષ્ટિમા પણ ચમત્કાર છે, એ ચમત્કાર આપણુને પ્રભુમાં લીન કરે છે, માટે પ્રભુના લાડીલા ભકતોનો સગ કરવા ચુકવું નહિ ભક્તના હૃદયમા પ્રભુ બિરાજે છે, એ વાત કદી ભુલવી નહિ

**વાસુદેવ**—ગુરુજી, આપનુ કહેવુ ખરૂ છે સત્સગ વગર પ્રભુની વાતો આપણુને કોઇ પણ સ્થાને સાભળવાની ન મળે આપના સત્સગથી અમને બહુ મજા પડે છે અને ઘણો આનદ થાય છે

---

## પાઠ ૨૨ મો

### શ્રીગુસાઇજી ( શ્રીવિઠ્ઠલનાથજી ) ભાગ ૧.

**વાસુદેવ**—ગુરુજી આપે ગઈ કાલે શ્રીગુસાઇજીના એક પ્રસગની વાત કહી આપે સત્સગનુ માહાત્મ્ય કહ્યુ, પણ એ શ્રીગુસાઇજીના ચરિત્રની બીજી વાતો હોય, તો અમને કહો શ્રીમહાપ્રભુજીની વાતો તો આપે કેટલીક કહી છે

**ગુરુજી**— સાભળો, શ્રીમહાપ્રભુજીએ પોતે બત્રીસ

વર્ષ સુધી લગ્ન કર્યું નહિ પોતાનો વિચાર લગ્ન કરવાનો હતો નહિ, પણ ભક્તિમાર્ગની રક્ષા કરવા તથા પ્રભુના સુખનો વૈભવ વધારવા શ્રીઠાકોરજીએ સાક્ષાત દર્શન દઈ લગ્ન કરવાની આજ્ઞા કરી આજ્ઞામા જણાવ્યું કે, "આપને ત્યા મારે પ્રકટ થવુ છે, તથા પ્રકટ થઇ વંશનો વિસ્તાર કરી દૈવીજીવોને શરણે લઈ તેમને સુખ આપવા છે" આ કારણથી શ્રીમહાપ્રભુજીએ શ્રીઅક્કાજી શ્રીમહા-લક્ષ્મીજી સાથે લગ્ન કર્યું આ શ્રીઅક્કાજીથી શ્રીગુસાંઈજીનુ પ્રાકટ્ય થયું હતુ પ્રથમ મોટા લાલજી શ્રીગોપીનાથજી પ્રકટ થયા આ શ્રીગોપીનાથજી શ્રીબળદેવજીનો અવતાર કહેવાય છે ત્યાર પછી શ્રીગુસાઇજી સંવત ૧૫૭૨ ના માગશર વદિ ૯ ને દિવસે પ્રકટ થયા શ્રીકૃષ્ણ શ્રીગીતાજી મા કહે છે કે, મહિનાઓમા હુ માગશર માસ છુ આ શ્રીકૃષ્ણ સ્વરૂપ માગશર માસમા શ્રીગુસાઇજી પ્રકટ થયા આપશ્રીનુ પ્રાકટ્ય સ્થાન ચરણાટ છે હાલ તે સ્થળ ચુનાર ગઢના નામથી ઓળખાય છે

ભક્તરાજ ગોપાળદાસ કહે છે કે —

હળીમળીને ચાલીયા, ચરણાટ જ્યા નિજધામ,
નવરંગ નાગર પ્રકટીયા, મન પુરવા બહુ કામ

શ્રીઠાકોરજી શ્રીમહાપ્રભુજીની સામે પધાર્યાં ત્યાથી હળીમળીને એટલે એક બીજાને ભેટીને પ્રભુના ધામ એવા

ચરણાટમા પધાર્યા ત્યા અલૌકિક, રગવાળા (સ્વરૂપવાળા) શ્રીગુસાઈજી વિવિધ પ્રકારના મનોરથો પૂરવા માટે પ્રકટ થયા શ્રીના પ્રાકટ્ય સમયે જે સ્થિતિ શ્રીનદરાયજીને ત્યા થઇ હતી, તેવીજ સ્થિતિ અને વાતાવરણ થઇ રહ્યુ શ્રીગુસાઈજીને વૃદાવનના ચદ્ર કહે છે, કારણ કે જેમ ચદ્રના પ્રકાશથી કુમુદિની ખીલે તેમ વ્રજના સબધવાળા ભક્તોના હૃદયકમળ શ્રીગુસાઇજીનુ પ્રાકટ્ય થતા ખુલી ગયા સર્વ ભક્તોને રૂવે રૂવે આનદ ઉપજ્યો, સર્વ દેવોને પણ ખૂબ આનદ થયો તેમણે પુષ્પોથી પ્રભુને વધાવ્યા, શ્રીગુસાઈજીએ જગતના દેવીજીવોનો લૌકિક મોહ તોડયો સાધન વગરના દૈવીજીવોનો ઉદ્ધાર કરવા આ શ્રીકૃષ્ણજ પ્રકટ થયા, માટે તેમનુ નામ શ્રીવિઠ્ઠલનાથજી પાડયું જ્ઞાન શૂન્ય જીવોનો પણ અગીકાર કરી પ્રભુનુ શરણુ પ્રાપ્ત કરાવનાર હોવાથી તેમનુ શ્રીવિઠ્ઠલનાથજી નામ પ્રકટ થયું બીજુ નામ તેમનુ શ્રીગોસ્વામી અથવા શ્રીગુસાઈજી છે ગો એટલે ભક્તો, દૈવીજીવો અને સ્વામી એટલે પતિ ખરેખર દેવીજીવોના તે સ્વામી અથવા પતિ છે જે આ શ્રીગુસાઇ જીનુ શરણુ સ્વીકારી લેછે તે જીવ કૃતકૃત્ય થઈ જાય છે. આ પ્રમાણે શ્રીગુસાઇજીનુ પ્રાકટ્ય મહા અલૌકિક છે, શ્રીમહાપ્રભુજીએ બન્ને ભાઈઓને ચરણાટમાજ ઉપવીત સસ્કાર કરાવ્યા પોતે તો સર્વ શાસ્ત્ર પારગતજ હોય,

પણ જેમ શ્રીકૃષ્ણ મર્યાદા બતાવવા અને સામાન્ય જીવોને મોહ પમાડવા સાંદીપનિ પાસે વિદ્યા ભણવા રહ્યા હતા, તેમ આ શ્રીગુસાંઈજી પણ કાશીમા માધવેન્દ્ર સરસ્વતી નામના એક વિદ્વાનને ત્યા વિદ્યા ભણવા રહ્યા ખૂબ વિદ્યા સપાદન કરી પોતે સર્વ શાસ્ત્ર પારગત થયા ત્યારબાદ શ્રીમહાપ્રભુજી અડેલ પધાર્યા, અને ત્યા વિશ્વનાથ અને ભવાની નામના ધર્મનિષ્ઠ દપતીના સુશીલ પુત્રી શ્રીરુકિમણીજી સાથે શ્રી ગુસાંઇજીના લગ્ન થયા આ કાર્ય પછી શ્રીમહાપ્રભુજીએ દશમ-સ્કધના શ્રીસુબોધિનીજી પૂર્ણ કર્યા, અને એકાદશ સ્કધનો આરભ કર્યો, પછી પોતાને પ્રભુની નિત્યલીલાપ્રવેશની આજ્ઞા થવાથી પોતે અતકરણપ્રબોધ નામે ગ્રથ રચ્યો, આ ગ્રથ રચ્યા પછી પ્રભુ તરફથી ફરી લીલાપ્રવેશની આજ્ઞા થઈ, એટલે પોતાના શ્રીકઠની માળા શ્રીગુસાંઈજીને પહેરાવીને, પોતાનુ સામર્થ્ય શ્રીગુસાંઇજીમા સ્થાપન કર્યું દામોદરદાસ હરસાની તથા પદ્મનાભદાસજી જેવા વીરલ ભગવદીયોને શ્રીગુસાંઈજીની સોપણી કરી પોતે અનશન વ્રત લીધુ છેવટે સાડાત્રણ શિક્ષા-શ્લોક કહીને પોતે નિત્યલીલાપ્રવેશ કર્યો આ પછી આખા માર્ગનુ નાવ શ્રીગુસાંઈજીને ચલાવવુ પડયું પોતે સર્વ સમર્થ હોવાથી પિતાએ રચેલા પુષ્ટિમાર્ગના પાયાપર પુષ્ટિ ભક્તિમાર્ગની વિશાળ અને મજબુત ઈમારત ચણી

---

## પાઠ ૨૩ મો

### શ્રીગુસાંઇજી ભાગ ૨

વાસુદેવ—ગુરુજી, શ્રીગુસાંઇજીએ શી રીતે માર્ગનો ફેલાવો કર્યો, તે કૃપા કરીને કહો શ્રીમહાપ્રભુજીની પેઠે શ્રીગુસાંઇજીનુ જીવન પણ ચમત્કારી હોવુ જોઇએ

ગુરુજી—બેશક, અત્યત ચમત્કારી છે દામોદરદાસજીને સોપણી કરી શ્રીમહાપ્રભુજી લીલામા પધાર્યા પછી શ્રીમહાપ્રભુજીને પૂર્ણ પુરુષોત્તમ માનનારા શ્રીદામોદરદાસજી શ્રીગુસાંઇજીને એક શ્રીમહાપ્રભુજીના પુત્ર તરીકેજ માનવા લાગ્યા શ્રીમહાપ્રભુજી તો પ્રભુ છે, પોતે પ્રકટ થઇને દર્શન દઇને કહ્યુ કે, શ્રીગુસાંઇજીને મારા સમાન માનજે, ન્યૂનતા સમજીશ નહિ, ત્યારથી શ્રીદામોદરદાસજી શ્રીગુસાંઇજીનુ ચરણામૃત લેવા લાગ્યા પોતે પણ શ્રીમહાપ્રભુજીની પેઠે ખૂબ પર્યટન કરી દૈવીજીવો શરણે લીધા છે શ્રીગુસાંઇજી દ્વારિકાની યાત્રાને બહાને છ વખત ગુજરાતમા પધાર્યા હતા, અને ગુજરાતમા પુષ્ટિભક્તિમાર્ગનો ખૂબ ફેલાવો કર્યો જે જીવની શ્રીગુસાંઇજીપર દૃષ્ટિ પડતી તે મોહ પામી શરણ સ્વીકારી લેતો રાજનગરમા પધારતા, ત્યારે અસારવાના મહાનુભાવી ભક્ત ભાઇલાલ કોઠારીને ત્યા બિરાજતા અહીં પોતે સપ્તાહ કરી હતી શ્રીમહાપ્રભુજીની પેઠે પોને પણ જ્યા સપ્તાહ કરી છે, ત્યા બેઠક સ્થપાઇ છે અહીં અસા

રવામા પણ બેઠક છે, ને તે બેઠકમા શ્રીગુસાઇજી અલૌકિક સ્વરૂપે દર્શન આપે છે આવી ૨૮ બેઠકો પોતાની છે અસારવાના ભાઇલાલ કોઠારીના જમાઇ ગોમતીના વર ગોપાળદાસ તદ્દન બોબડા અને મઢ જેવા હતા આ ગોપાળદાસના મુખમા પોતાનુ બીડુ સમર્પી ભાઇલાલ કોઠારીનુ વચન સિદ્ધ કરવા અલૌકિક શક્તિ વડે તેમને સર્વશાસ્ત્ર પારગત બનાવી દીધા, અને દિવ્યચક્ષુ પણ આપ્યા આથી તેમણે શ્રીગુસાઇજીના સ્વરૂપનો ખૂબ અનુભવ કર્યો, અને એ અનુભવનુ ફળ તે શ્રીનવાખ્યાન એટલે શ્રીવલ્લભાખ્યાન છે શ્રીગોપાળદાસજીએ શ્રીવલ્લભાખ્યાન લખીને ગુજરાતી ભાષાનુ ગૌરવ આખા હિંદમા વધાર્યું એમ કહીએ તો ચાલે હિંદનો કોઈ પણ પુષ્ટવૈષ્ણવ શ્રીવલ્લભાખ્યાનથી અજાણ નથી કેટલાક તો સવારમા ઉઠતાજ પથારીમા શ્રીવલ્લભાખ્યાન લલકારે છે કોઇ સાંજે ભગવદ્વાર્તામા પણ વાચે છે છિતસ્વામી કરીને એક ચોબા લુટારા હતા, તે ખોટુ નાળિએર અને ખોટો રૂપીઓ લઈ પરીક્ષા લેવા આવ્યા, ત્યારે તે રૂપીઆને અને નાળિએરને ખરા કરી બતાવી ચમત્કારથી શરણે લીધા તે મોટા મહાભક્ત બની ગયા

અકબર જેવો મુસલમાન બાદશાહ પણ શ્રીગુસાઈજીમા શ્રદ્ધાળુ હતો, તેની રાણીઓ પણ ભક્તિવાળી હતી તેમા મુખ્ય તાજબાઇ નામે હતી શ્રીગુસાઇજીના સેવકો મોટા

મોટા કારભારીઓ અકબરશાહના દરબારમા હતા તેમા ટોડરમલ, માનસિહ, તાનસેન, ભગવાનદાસ, સુરજન, અલિખાન પઠાણ આ મોટા સામતો અને સુબા હતા એકવાર પટણાના બાદશાહ સાથે અકબરને યુદ્ધ થયું આ યુદ્ધમા ટોડરમલ્લને અકબરે સેનાપતિ નીમ્યો, ટોડરમલ યુદ્ધ માટે જતા શ્રીની આજ્ઞા લેવા આવ્યો, એટલે શ્રીએ પીતાબર ઓઢાડયુ, આથી ટોડરમલની જીત થઈ, તેથી તેને શ્રીગુસાઇજીમા દૃઢ વિશ્વાસ બેઠો તે ભક્ત બની ગયો હિદુસ્તાનના બધા રાજાઓએ શ્રીગુસાઇજીનુ શરણ સ્વીકારી લીધુ રજપૂત સસ્થાનો, કાઠીઆવાડ, દક્ષિણ વગેરે સ્થળે સર્વ રાજાઓ શ્રીગુસાઇજીના સેવક થયા શ્રીગુસાઇજીના વખતમા ખરૂ જોતા હિદનો રાજધર્મ જ વષ્ણવધર્મ હતો, એમ કહીએ તો ચાલે હિદુ અને મુસલમાનોને એક સપ કરવામા શ્રીગુસાઇજીએ અને શ્રીમહાપ્રભુજીએ ખૂબ ભાગ ભજવ્યો. તે એટલે સુધી કે પહેલા પાચ મોગલ બાદશાહો સુધી પણ હિદમા શાતિ રહી

શ્રીરુકિમણીજીથી શ્રીગુસાઇજીને નવ પુત્ર થયા, તેમા ત્રણે બાળપણથીજ લીલા વિસ્તારી છ પુત્રોના (૧) શ્રીગિરિધરજી (૨) શ્રીગોવિદરાયજી (૩) શ્રીબાળકૃષ્ણજી (૪) શ્રીગોકુળનાથજી (૫) શ્રીરઘુનાથજી (૬) શ્રીયદુનાથજી આ નામો છે શ્રીરુકિમણીજીએ લીલા વિસ્તાર્યા પછી ગઢાની રાણી

દુર્ગાવતીના આગ્રહથી શ્રીગુસાંઇજીએ બીજીવાર શ્રીપદ્માવતીજી નામે કન્યા સાથે લગ્ન કર્યું આમનાથી આપશ્રીને શ્રીઘન શ્યામજી નામે પુત્ર થયા હતા પોતાને શ્રીશોભાજી, શ્રીયમુનાજી, શ્રીકમલાજી અને શ્રીદેવકાજી નામે ચાર બેટીજી હતા તે સર્વ પણ બહુજ ભક્તિમાન અને પવિત્ર હતા આ સાતે પુત્રો દરેકે દરેક જુદી જુદી બાબતોમા પ્રવીણ હતા બધા સમર્થ વિદ્વાન, મહાપંડિત અને ખૂબ પ્રભુરસિક હતા, અને તેથી તેમણે સંપ્રદાયને ખૂબ દીપાવ્યો સંપ્રદાયનો ફેલાવો કરવામા ચાચાજી કરીને એક મહાનુભાવી ભક્તે ખૂબ ભાગ ભજવ્યો હતો, આ ચાચાજીને શ્રીગુસાંઇજીએ અષ્ટાક્ષર મંત્ર આપી માળા પહેરવવાનુ સામર્થ્ય આપ્યુ હતુ તેમનુ આખુ નામ ચાચા હરિવંશજી હતુ શ્રીગુસાંઈજીના સર્વે બાળકો તેમને ચાચા (કાકા) કહેતા, માટે સંપ્રદાયમા આજે પણ તે ચાચા હરિવંશજી કહેવાય છે ચાચજી ભૂતળપર સવાસો વર્ષ રહ્યા, તેમણે સાત લાલજીઓના પર શ્રીગુસાંઇજી પછી ખૂબ દેખરેખ રાખી તેમને સુદર શિક્ષણ આપ્યુ હતુ

શ્રીગુસાંઈજીએ ઘણા ગ્રંથો લખ્યા છે, વળી શ્રીમહાપ્રભુજીના ગ્રંથો પર વિસ્તારપૂર્વક ટીકાઓ લખી છે શ્રીસર્વોત્તમજી તો શ્રીમહાપ્રભુજીના સ્વરૂપ તાત્પર્યનો ગ્રંથ છે, વૈષ્ણવો સદા આ સ્તોત્રનો જપ કરે છે બીજી એ સબંધી વળી આગળ વાત કરીશું પોતે લગભગ પીસ્તાળીસ કરતા પણ વધારે

ગ્રથો લખ્યા છે, એક વિદ્વન્મ ડન વાદનો ગ્ર થ છે, તેમા અન્ય મતોનુ ખ ડન કર્યુ છે, અને ભક્તિમાર્ગની સ્થાપના કરી છે

પોતાના મુખ્ય ભક્તો ૨૫૨ હતા તેમની વાર્તાઓ સ પ્રદાયમા ખૂબ પ્રસિદ્ધ છે શ્રીમહાપ્રભુજીના ૮૪ તેવા શ્રીગુસાઇજીના ૨૫૨ મુખ્ય સેવકો થયા છે શ્રીગુસાઈજી સ્વરૂપે બહુજ રૂપાળા હતા પોતાનું રૂપ મહા ચમત્કારી હતુ જેની દૃષ્ટિ પડે તે આ અલૌકિક સ્વરૂપમા લીન થઇ જતુ પોતાના શ્રીઅ ગનો વર્ણ શ્યામ[1] હતો ચક્ષુઓ કમળના સરખી રૂપાળીને રસામૃત ભરી હતી શ્રીનુ ભાલ મહાવિશાળ હતુ પોતે ખૂબ સેવાચતુર હતા પોતાથી શ્રીઠાકોરજીના દર્શન વગર રહેવાતુ નહિ એકવાર છ માસ શ્રીનાથજીના દર્શન ન થવાથી પોતે ખૂબ વિરહથી પીડાયા હતા, તે વખતે શ્રીપ્રભુને દર્શન દેવાની વિનતિઓ કરી હતી, તે વિનતિઓ અત્યારે પણ આપણુને વાચતા રડાવે છે પોતે પુષ્ટિમાર્ગનુ નાવ બરાબર ચલાવી, મજબુત ઇમારત ચણી અન ત જીવોને શરણે લઇ સ વત ૧૬૪૨ મા નિત્યલીલામા પધાર્યા નિત્યલીલામા પધારતા શ્રીગોકુળનાથજીને માર્ગના રક્ષણનું કાર્ય સોપ્યુ પોતાની શ્રીક ઠની માળા શ્રીગોકુળનાથજીને પહેરાવી, અને પોતે નિત્યલીલા પ્રવેશ કર્યો શ્રીગોકુલેશ અને સર્વ બાળકોએ પાછળથી માર્ગનુ સારી રીતે રક્ષણ કર્યુ અને માર્ગનો વિસ્તાર ખૂબ કર્યો

---

૧ કોઇ ગૌર પણ કહે છે गौरमभाजयनश्रम ।

## પાઠ ૨૪ મો.

### કવિતા–સાચા સંત.

### રાગ–ગુર્જરી

સાચા સંત તે દુઃખ દે તેને, પણ સુખ દે મન સાચેરે,
દોષ ન રાખે કલ્યાણુ તેનું, પ્રભુની પાસે જાચેરે–સાચા
વણુ અપરાધે પ્રહલાદ પીડયો, હિરણ્યકશિપુ અભાગીરે,
શ્રીનરસિંહ પાસે પ્રહલાદે, તેની પણુ ગતિ માગીરે–સાચા
ચંદ્રહાસને દુષ્ટમતિએ, વણુ વાંકે કષ્ટ પમાડયો રે,
તેનો દોષ ગણ્યો ન મુવેલો, દેવી પાસ જીવાડયોરે–સાચા
પાંચ પુત્ર પંચાળી કેરા, અશ્વત્થામા ખળ માર્યા રે,
ભીમસેન હણુતા હતા, ધરી દયા દ્રૌપદીએ વાર્યારે–સાચા
નારદની મર્યાદા ન માની, કુબેર સુત બે કામી રે,
શ્રાપમિષે[1] શ્રીહરિ મેળવીયા, હરખ્યા ભક્તિ પામીરે,–સાચા
ગોવિંદ સ્વામીને ડુવરાવ્યા, સુતર્યો કુકર પાપી રે,
તેને દંડ કશો નવ દીધો, હરિની ભક્તિ આપીરે–સાચા
નંદદાસને વીંછી કરડયો, વારે વારે ફરીને રે,
તેને જમુના જળમાં બુડતો, રાખ્યો કરૂણા કરીનેરે–સાચા
અંબરીષ રાજા ભક્ત હરિનો, તેને દુર્વાસા ઘણુ દમીયોરે,
વર્ષ એક ક્ષુધા[2]દુઃખ વેઠયું, મુનિ સુખી કરીને જમીયોરે સાચા
જયદેવને લુંટી કર કાપ્યા, ઠગે કુપમાં[3] નાખ્યોરે,

---

૧ શ્રાપને બહાને ૨ ભૂખ ૩ કુવા

તે ઠગને નૃપ પાસ પૂજાવ્યા, મોટા સંત છે એમ ભાખ્યોરે—સાચા
ઠગ વૈષ્ણવ વેશે નારાયણ, દાસતણી સ્ત્રી મારીરે.
પ્રભુ સમજ્યા તદપિ ન નડ્યા, શ્રી જીવાડી ગિરધારીરે—સાચા
સાધુપણું તું શીખ વૃક્ષથી, પીડા સહી પરને પોષેરે,
દયાપ્રીતમને તે જન વહાલા, [4]રિપુ ન રંજે[5]કદી દોષરે[6]—સાચા

---

## પાઠ ૨૧ મો.

## મહાભારત ભાગ ૧ લો.

ભગુ—ગુરુજી, આપ કહો છો કે, મહાભારત વેદવ્યાસે રચ્યું, અને તેમાં બહુજ સુંદર સુંદર વાતો છે, પણ અમે તો તેમાંનું કશું જાણતા નથી અમને ટુંકામાં તે કહો, તો કેવી મજા પડે?

ગુરુજી—મહાભારત તો સાગર જેવડો ગ્રંથ છે વિસ્તારથી કહેતા મહીનાના મહીના વહી જાય તમારી ઈચ્છા છે, ત્યારે હું ટુંકામાં કહું છું, પણ તમારે તે વાતો ખૂબ યાદ રાખવી

શ્રીજમનાજીના કિનારે હસ્તિનાપુર કરીને એક શહેર હતું, તેમાં શાંતનુ નામે એક ચંદ્રવંશી રાજા રાજ્ય કરતો હતો, તે ઘણો ધર્મજ્ઞ અને રૂપાળો હોવાથી શ્રીગંગાજીએ મનુષ્યાવતાર લઈને તેની સાથે લગ્ન કર્યું હતું આ શ્રીગંગા

---

૪ દુશ્મન. ૫ દુઃખ દે. ૬. ગુનો કરવા છતાં.

જીને સાત પુત્રો થયા હતા, તે બધા નાનપણથીજ મરી ગયા હતા[1] સૌથી નાના ગાગેય ઉછર્યા હતા ત્યાર પછી શાતનુ એકવાર શિકારે ગયો હતો, ત્યા મત્સ્યગધા કે યોજનગધા[2] નામની એક રૂપાળી માછીની કન્યા તેમણે જોઈ તે પવિત્ર હોવાથી તેના શરીરની સુગધી બહુજ સારી હતી, તેના રૂપનો તો પાર નહોતો, આથી શાતનુને પરણવાનુ મન થયુ શાતનુએ તેને પોતાની સાથે લગ્ન કરવાને કહેવરાવ્યુ, પણ તેણે કહ્યુ કે, હુ તમારી સાથે પરણુ, પણ મારે પુત્ર થાય. તેને તો ગાગેય મોટા પુત્ર હોવાથી રાજગાદી મળે નહિ આ વાત જ્યારે ગાગેયે જાણી ત્યારે તેમણે મત્સ્યગધાને કહ્યુ કે, હુ ગાદીપર ન બેસવાની પ્રતિજ્ઞા કરૂ છુ, માટે હવે તમે મારા પિતા સાથે પરણો આ સાભળી મત્સ્યગધાએ કહ્યુ કે, તમે ન બેસો, તો તમારા પુત્ર થાય તે બેસે ત્યારે ગાગેયે કહ્યુ કે, હુ લગ્ન કરવાનીજ પ્રતિજ્ઞા કરૂ છુ, હુ લગ્ન નહિ કરૂ, એટલે મને પ્રજાજ નહિ

---

૧ શ્રીગગાજી શા માટે શાતનુ સાથે પરણ્યા, તે વાત કહેતા વિસ્તાર થાય, અને ગગાજીના બાળકોનો શી રીતે નાશ થયો, તે કહેવાથી પણ કુમળા બાળકપર માઠી અસર થાય, માટે અહીં તે ન કહેતા "મરી ગયા" એમ મ કહ્યુ છે વસુઓના શાપની વાત અહીં ન કહેવી એજ સારૂ છે લેખક.

૨ આ મત્સ્યગધાની ઉત્પત્તિ પણ વિસ્તારથી કહેતા બહુ જગા રોકાય માટે ટુકામા કહ્યુ છે

ગ્રાય આવુ સાભળી શાતનુને દુખ તો થયું, પણ મત્સ્ય-ગધા તેમની સાથે પરણી આવી ભારે પ્રતિજ્ઞા ગાગેયે કરી માટે તેમનુ નામ ભીષ્મ પડયુ ધન્ય છે ભીષ્મ જેવા પિતૃભક્તને કે જેમણે પિતાની ઈચ્છા પુરી કરવા રાજ્યનો અને સસારના સુખોનો ત્યાગ કર્યો આ ભીષ્મ પરશુરામ પાસે ધનુર્વિદ્યા ભણ્યા હતા, તેથી મહાબળવાન હતા

હવે શાતનુ રાજાએ માછીની કન્યા સાથે લગ્ન કર્યુ, તેથી સૌ ક્ષત્રિય રાજાઓએ તેમને જ્ઞાતિ બહાર કર્યા હતા, આથી મત્સ્યગધાને બે પુત્રો થયા હતા, તેમને મોટા થવા છતા કોઇએ કન્યાઓ આપી નહિ, શાતનુ રાજા આ વખતે મરી ગયા હતા, તેથી પોતાના નાના ઓર-માન ભાઇઓને પરણાવાનુ કામ મોટા ભાઈ ભીષ્મને માથે પડયું હતુ ભીષ્મે સ્વયવરમા કાશીના રાજાની ત્રણ કુવરીઓનું હરણ કર્યું, તેમાની બેએ ભીષ્મના ભાઇઓ સાથે લગ્ન કર્યું હતુ લગ્ન કર્યા પછી વગર પ્રજાએ શાતનુના બેઉ પુત્રો મરી ગયા, અને ગાદીપર બેસનાર કોઇ રહ્યુ નહિ આથી ગાદીપર બેસવા તથા લગ્ન કરવા મત્સ્યગધાએ ખૂબ કાલાવાલા ભીષ્મને કર્યા, પણ પ્રતિજ્ઞાવાળા ભીષ્મે કહ્યુ કે, પૃથ્વી ગધનો ત્યાગ કરે, ચદ્ર શીતળતાનો ત્યાગ કરે સૂર્ય ઉષ્ણુતા છોડી દે, વાયુ વાવાનુ બધ કરી દે, તો પણ આ ભીષ્મ લગ્ન ન કરે, તેમ ગાદી પર પણ નજ બેસે,

ખરેખર, મહાન પુરુષો પ્રાણ જાય પણ પોતાનું વચન તોડતા નથી ધન્ય છે ભીષ્મને !!! દરેક માણસે પોતાની પ્રતિજ્ઞા અથવા બોલેલુ ગમે તેટલા સકટ આવે, તો પણ પાળવુજ જોઇએ ત્યાર પછી કાંઈ પણ ઉપાય ન જડવાથી મત્સ્યગધાએ પોતાના મોટા પુત્ર વેદવ્યાસને બોલાવ્યા આ વેદવ્યાસની વાત મે કેટલીક તમને પાછળ કહી છે આ વેદવ્યાસે મત્રવડે પેલી હરણ કરી આણેલી મત્સ્યગધાના પુત્રની સ્ત્રીઓને બે પુત્રો દરેકને એક એક આપ્યો, અને વિદુરા નામની એક દાસીને પણ એક પુત્ર મત્રવડેજ આપ્યો. આમને પુત્રો તો થયા, પણ એક આધળા હતા, એક પડ રોગવાળા હતા, અને એક દાસીના પુત્ર તે ભક્ત થયા આધળા હતા તે ધૃતરાષ્ટ, પડ રોગવાળા તે પાડુ અને ભક્ત તે વિદુરજીના નામે ઓળખાય છે, ધૃતરાષ્ટ્રને ભીષ્મે રાજનીતિ શીખવી, તેમને ગાદીપર બેસાડયા, પાડુને યુદ્ધ કળા શીખવી અને વિદુર તો ભક્ત તે પ્રભુની સેવાજ શીખ્યા. પાડુરાજાએ હવે પોતાના બાપની મત્સ્યગધાના સબધથી ગએલી આબરૂ મેળવવાનો પ્રયત્ન કર્યો બળવાન લશ્કર લઇ તેમણે આખા દેશોના દેશો જીતી લીધા, અને એ જીતમા પાડુને કુતા અને માદ્રી તથા ધૃતરાષ્ટ્રને ગાધારી નામની સ્ત્રીઓ પરણી હતી, આ ગાધારીને મત્ર વડે સો પુત્રો થયા હતા, તેમા સૌથી મોટો દુર્યોધન હતો, આ બધા કોરવોના

નામથી મહાભારતમા ઓળખાય છે તે સોએ મહા કપટી હતા પાડુ રાજા જાત્રાએ ગયા હતા, ત્યા કુતાજીએ તથા માદ્રીએ પણ અનુક્રમે મત્ર વડે ત્રણ અને બે મળી પાચ પુત્રોને જન્મ આપ્યો આ પાચ પોતાના પિતાના નામથી પાડવ કહેવાય છે તેમા યુધિષ્ઠિર સાથી મોટા હતા, તે બહુજ ધર્મશીલ અને તદ્દન સાચા બોલા હોવાથી ધર્મ પણ કહેવાય છે બીજો પુત્ર ભીમ તે શરીરે મહાબળવાન અને ગદાયુદ્ધમા કુશળ હતો શ્રીકૃષ્ણના ભાઈ બળદેવજી પાસે તે ગદા યુદ્ધ શીખ્યો હતો ત્રીજો અર્જુન એ ધનુર્વિદ્યામા મહા બાહોશ અને શ્રીકૃષ્ણનો પરમ મિત્ર અને ભક્ત હતો ચોથો સહદેવ એ સમર્થ જોષી હતો ભૂતભવિષ્ય અને વર્તમાન ત્રણ કાળની ખબર તેને હતી નાનો નકુલ ઘોડા પલોટવામા અને કેળવવામા બહુ ચતુર હતો આ નકુલને વરણાગી બહુ ગમતી પાચેમા તે શોખીન હતો આ પાચનો જન્મ પાડુરાજાને ત્યા યાત્રામા થયો હતો આ ના નાના હતા, અને યાત્રામાજ પાડુ રાજા મરણ પામ્યા આથી જેમ તેમ કરીને કુતાજી પોતાના પુત્રોને લઈને હસ્તિનાપુર આવ્યા હવે પાડુને પુત્રજ ન થાય, એવો એક બ્રાહ્મણ અને બ્રાહ્મણની સ્રીનો શાપ હતો આથી હસ્તિપુરમા ધૃતરાષ્ટ્રે તથા તેના પુત્ર કૌરવોએ આ પુત્રો પાડુના નથી, એવો વાધો ઉઠાવ્યો પરિણામે સત્ય હકીકત માલમ પડી, અને પ્રભુએ

પણ આકાશવાણીથી આ પાંચે પુત્રો પાંડુના છે, એવી ખાત્રી આપી, તેથી શહેરમાં રહેવા દીધા પાંડવો પાંચે બહુ ધર્મશીલ, બળવાન અને પ્રભુભક્ત હોવાથી સૌને બહુ વહાલા લાગતા ભીષ્મની તથા વિદુરની તો અનહદ પ્રીતિ પાંડવો પર હતી વળી પાંડવોના બાપેજ બધુ રાજ્ય અને આબરૂ મેળવી હતી, તેથી રાજ્યના તેઓ ભાગીદાર હતા આ વાત કૌરવોને સાલતી હતી કૌરવો લોભી, કપટી અને છળભળા હતા તેમણે ભીમને એકવાર ઝેર પણ આપ્યું હતુ, પણ આ ઝેરથી ભીમ મર્યો નહિ પ્રભુની કૃપા હોય તો ઝેર પણ અમૃત થઈ જાય પાંડવો પર પ્રભુની બહુજ કૃપા હતી આખરે પાંડવોને મારવા માટે લાખાગૃહ નામનો એક બંગલો જંગલમાં તયાર કરાવ્યો, તેમાં યાત્રાને બહાને દુર્યોધન પાંડવોને લઇ ગયો, અને તે લાખના ઘરમાં પાંચે પાંડવોને ને કુંતાજીને પુરીને આગ લગાડી પણ પ્રભુએ બુદ્ધિવડે માર્ગ બતાવી તેમને ઉગાર્યા હતા

આ દુર્યોધન સાથે બધા કૌરવો અને અર્જુન પણ દ્રોણ નામે એક મુનિ પાસે ધનુર્વિદ્યા પણ ભણ્યા હતા, પણ કૌરવો કપટી અને પાપી હોવાથી તેમને વિદ્યા આવડી નહિ અને અર્જુન પવિત્ર અને પ્રભુનો ભક્ત હોવાથી તેને તે વિદ્યા પ્રસન્ન થઈ, અને વડવેધ નામની ભારે પરીક્ષા દ્રોણ-ગુરુ પાસે આપી, તેથી દ્રોણગુરુએ તેને ભારે આશીર્વાદ આપ્યા

હતા દ્રોણની અર્જુન પર બહુ પ્રીતિ હતી પવિત્ર શિષ્ય ગુરુને પણ બહુજ વહાલો લાગે છે, અને ડાહ્યો અને ભક્તિમાન પુત્ર માબાપને પણ બહુજ વહાલો લાગે છે

હવે લાખાગ્રહમાથી બચીને પાડવો જગલમા ફરતા ફરતા છેવટે પાચાળ દેશના દ્રોપદ રાજાની પુત્રીના સ્વયવ-રમા મછવેધ કરી પચે પાડવો દ્રોપદી નામની એક મહા રૂપવતી સતીને પરણ્યા પરણીને જતા રસ્તામા સ્વયવરમા આવેલા પણ મછવેધ ન થવાથી નાસીપાસ થએલા કૌરવોએ પાડવો સાથે ભારે યુદ્ધ કર્યું, પણ તેઓ હાર્યા, અને તેથી અડધુ રાજ્ય પાડવોને આપ્યું યુધિષ્ઠિરે પોતાની ગાદી ઇદ્રપ્રસ્થમા કરી ત્યા આગળ હાલ આથા શહેર છે હસ્તિના-પુર આગળ હાલમા દિલ્હી શહેર છે કે, જે આજે પણ હિંદની રાજધાની છે

રાજ્ય મળ્યા પછી પાડવોએ બહુ ઉત્તમ રીતે રાજ્ય ચલાવ્યું, રૈયતને મહા સુખ આપ્યું એવામા તેમની પાસે નારદજી આવ્યા, તેમણે પાડુરાજાની અવગતિની વાત કરી, અને કહ્યુ કે, તમે જો રાજસૂય નામે યજ્ઞ કરો, તો પાડુ-રાજાની ગતિ થાય આ રાજસૂય યજ્ઞમા સહદેવને માથે શ્રીકૃષ્ણને તેડવા જવાનું, ભીમને માથે જરાસધને મારવાનું, અર્જુનને માથે લકામાથી સુવર્ણ લાવવાનુ ( દાન માટે ), અને નકુલને માથે પાતાળમાથી યજ્ઞમડપ લાવવાનું કામ સોપવામા આવ્યું

મહદેવ દ્વારિકા શ્રીકૃષ્ણને તેડવા જતા હતા, ત્યા રસ્તામા તેમને દેવીઓનુ વરદાન મળ્યું કે, જે વરદાનથી સહદેવ એક મત્રવડે ફાવે તેટલા રૂપ લઈ શકે દ્વારિકામા આવી સહદેવે ભાગોળે ધર્મશાળામા મુકામ કર્યો, કારણકે અર્જુને સાધુના વેશે શ્રીકૃષ્ણની મદદથી તેમની બેન સુભદ્રાનુ હરણ કર્યું હતુ, હરણ કરી અર્જુન સુભદ્રાને પરણ્યો હતો, આથી માત્ર શ્રીકૃષ્ણનીજ પાડવોના પર પ્રીતિ રહી હતી, એટલે શહેરમા જવાનુ ઠીક ન લાગ્યુ પરિણામે સુભદ્રાના હરણથી ખીજેલા બળદેવજીએ શ્રીકૃષ્ણને સહદેવે આમત્રણ મોકલતા ઉદ્ધત જવાબ આપ્યો, તેથી યાદવોનુ ને સહદેવનુ ભારે યુદ્ધ થયું તેમા સહદેવે દેવીઓના વરદાનવડે અનત રૂપ લઇ યાદવોને હરાવ્યા પછી શ્રીકૃષ્ણને લઇને તે દ્વારિકા આવી પહોચ્યા

રસ્તામા ચાલતા શ્રીકૃષ્ણે મહદેવને અનતરૂપ ન લેવાનુ વચન લીધુ, એટલે સહદેવે પણ શ્રીકૃષ્ણ પાસેથી હમેશા અર્જુનનો રથ હાકવાનુ માગી લીધુ સહદેવે અનત રૂપ ન લેવાની કબુલત આપી, શ્રીકૃષ્ણે અર્જુનનો રથ હાકવાની કબુલત આપી

## પાઠ ૨૬ મો.

## મહાભારત ભાગ ૨ જો.

ગુરુજી—સહદેવ સાથે શ્રીકૃષ્ણ ઈંદ્રપ્રસ્થમા આવી પહોચ્યા, અને અર્જુનની સાથે લકામાથી સોનુ લેવા જવા તૈયાર થયા અર્જુનનો રથ હાકવા પણ શ્રીકૃષ્ણ પોતેજ બેઠા, જોડે ભીમ પણ પગપાળે ચાલવા લાગ્યો ભીમ, અર્જુન ને શ્રીકૃષ્ણ ત્યા લકામા હનૂમાનજીને મળ્યા. અહી લકાના રક્ષક શ્રીરામચદ્રજીના ભક્ત હનૂમાને લકામા ન પેસવા દેવા માટે ખૂબ પ્રયત્ન કર્યો, પણ આખરે શ્રી-કૃષ્ણને ઓળખ્યા, અને અર્જુનને હનૂમાનજી પાસે હમેશને માટે મદદ કરવાની કબુલત લીધી લકાનો રાજા વિભીષણ અને તેની સતી રાણી મદોદરી અર્જુનને અને શ્રીકૃષ્ણને મળ્યા, તેમણે રાજસૂયજ્ઞમા ખૂબ સુવર્ણ આપવાની કબુલત આપી, એટલે શ્રીકૃષ્ણ, ભીમ અને અર્જુન પાછા ઇંદ્રપ્રસ્થ આવ્યા પછી શ્રીકૃષ્ણને સાથે લઇને અર્જુન જોડે ભીમ જરાસધને મારવા જવા માટે તૈયાર થયો મગધ દેશનો આ જરાસધ રાજા કસનો સસરો થાય શ્રીકૃષ્ણે કસને માર્યા પછી શ્રીકૃષ્ણ સાથે ખૂબ વેર રાખતો, શ્રીકૃષ્ણ સાથે તેને વારવાર લડાઇઓ થતી તેણે અત્યત રાજાઓને કેદમાં પૂર્યા હતા તે મહા બળવાન હતો, પણ ભીમે શ્રી કૃષ્ણની મદદથી એને મારી નાખ્યો, અને મગધની ગાદી

તેના પુત્ર સહદેવને આપી, ને બધીવાન રાજાઓને છોડી મૂકયા

નકુલ યજ્ઞમંડપ લેવા ગયો ત્યા પાતાળમા તેને નાગે મારી નાખ્યો, પણ ભીમને દુર્યોધને ઝેર આપ્યું હતુ, તે વખતે પાતાળમા એક નાગની છોકરીને ભીમ પરણ્યો હતો, તેણે એક ડાગળ ઉપરથી નકુળને ઓળખ્યો અને જીવતો કરી યજ્ઞમંડપ અપાવ્યો આમ સર્વ તૈયારી પરિપૂર્ણ થઈ ગઈ

યજ્ઞ બહુજ સુદર રીતે શરૂ કર્યો, હસ્તિનાપુરથી પણ કૌરવો તથા ભીષ્મ દ્રોણ વગેરે સર્વે આવ્યા હતા યજ્ઞમા લાખો બ્રાહ્મણોને બ્રહ્મભોજન કરાવી ખૂબ દાન કર્યું, પણ પાડુ રાજાની ગતિ થઈ નહિ ગતિ થાય તો પચજન્ય નામે શખનો અવાજ થાય પણ થયો નહિ આનુ કારણ એ હતુ કે, ઈંદ્રપ્રસ્થમા એક શ્રીકૃષ્ણમા લીન થએલો નિષ્પૃહ નીચ જ્ઞાતિનો માણસ તદ્દન ભૂખ્યો રહ્યો હતો, નીચ પણ જો ભક્ત હોય તો હજારો બ્રાહ્મણો કરતા પણ અધિક છે, એવુ બતાવવાનો શ્રીકૃષ્ણે અહિ નિર્ણય કર્યો પાડવોએ ભૂખ્યાની શોધ કરતા એક જગાએ પ્રભુના ધ્યાનમા બેભાન દશામા મસ્ત જેવો પડેલો આ ભક્ત જોયો તેને પૂછતા જણાયુ કે, તે તદ્દન ભૂખ્યો છે પાડવોએ તેને પ્રસાદ લેવા આવવાની વિનતિ કરી, તેણે કહ્યુ કે, તમે તો મોટા લોકો છો, ને હુ તો ભિખારી છુ તમારો ને મારો

મેળ શી રીતે ખાશે ? પાડવોએ ઘણી વિનતિ કરી, એટલે તે પ્રસાદ લેવા ગયો, ત્યા દ્રૌપદીએ પોતાને હાથે રસોઈ કરીને તેને જમાડયો, પણ જમતી વખતે તેણે બધી વસ્તુઓ એકઠી કરીને ખાધી, આથી દ્રૌપદીને હસવુ આવ્યુ કે, ભિખારીને શું ખાતા પીતા આવડે ? આ કારણથી પચ જન્ય શખ બોલ્યો નહિ આ વખતે તપાસ કરતા દ્રૌપદીએ પેલા અત્યજ ભક્તની મશ્કરી કરી હતી, તેની ખબર પડી આખરે શ્રીકૃષ્ણે કહ્યુ કે, જેઓ મારી ભક્તિમા લીન હોય છે, તેમને જીભના સ્વાદ કે એવુ કશું હોતુ નથી તેમનો સ્વાદ માત્ર મારી ભક્તિમા હોય છે વળી એની મારફતે હુંજ આ પ્રસાદી તમારા હાથની આરોગ્યો છુ આ બાબતની ખાત્રી કરવા માટે શ્રીકૃષ્ણે પેલા અત્યજ ભક્તના મોમા દર્શન દીધા, આથી દ્રૌપદીની શંકા ટળી ગઈ ને શખે પાડુ રાજાની સદ્ગતિ થયાની ખાત્રી આપી

વાસુદેવ—ગુરુજી, ભક્તની મોટાઈ પ્રભુ કેટલી બધી બતાવે છે ? ભક્તના મુખમા પોતે દર્શન દીધાં, અને ભક્તને પ્રસાદ લેવડાવ્યો, તે પોતે પ્રભુએ લીધો છે, તેની ખાત્રી આપી આવા પરમકૃપાળુ પ્રભુને ન ભજે, એ ખરેખર ભાગ્યહીનજ છે ગુરુજી, આ જગતના સુખો, ધન, વૈભવ વગેરે સો ચાર દહાડાનું છે, તે જો પ્રભુની સેવામા ઉપયોગી હોય તોજ ખપનું છે, નહિ તો ઉલટા અધોગતિ કરે છે

ગુરુજી—ખરી વાત છે વાસુદેવ, પણ પ્રભુની કૃપા હોય તોજ આવુ જ્ઞાન થાય હજારો લોકો બીજા લોકોને મરતા અવતરતા ને દુખ પામતા દેખે છે, પણ પ્રભુપર પ્રીતિ ક્યારે કરે છે ? પવિત્ર પુરુષોનીજ પ્રભુ ઉપર પ્રીતિ હોય છે હવે આગળ સાભળો

કોરવોથી આ પાડવોની ખ્યાતિ સહન થઈ શકી નહિ તેમણે ગમે તે રસ્તે પાડવોનુ રાજ્ય ખુચવી લઈ તેમને જગલમા કાઢવાનો વિચાર કર્યો વળી દ્રૌપદી પણ તેમને ઘણી સાલતી હતી આથી તેમને જુગટુ રમાડી રાજ્યને દ્રૌપદી લઇ લેવાનો નિશ્ચય કર્યો દુર્યોધનનો મામો શકુનિ બહુ જુગારી અને પ્રપચી હતો, તેની મદદથી પાડવોને ભોળવીને હસ્તિનાપુર બોલાવીને જુગટુ રમાડી, રાજ્ય ને દ્રૌપદી લઈ લીધા, અને પાડવોને બાર વર્ષ વનમા જવાનુ અને એક વર્ષ છુપા રહેવાનુ નક્કી થયું આ વખતે દુર્યોધનના ભાઇ દુશાસને દ્રૌપદી રજસ્વલા હતી, છતા અપમાનપૂર્વક સભામા ખેચી આણી, અને તેને નગ્ન કરી આબરૂ લેવાનો વિચાર કર્યો, પણ પ્રભુ શ્રીકૃષ્ણ ભક્ત વત્સલ છે, પવિત્ર સતીની આબરૂ કદી ન જવા દે દ્રૌપદી જેવી ભક્તિમાન સતીને પોતે મદદ કરી એક વાર શ્રીકૃષ્ણ પાડવોને ત્યા પધાર્યા હતા, ત્યારે પોતાને ખૂબ ભૂખ લાગી હતી, આથી શેગડીના સાઠા ન ગજ ખાવા

માટે આપ્યો હતો, પરિણામે સાઠો છોલતા શ્રીકૃષ્ણની આંગળી કપાઇ, બધી શ્રીકૃષ્ણની પટરાણીઓ સાથે હતી, તે પાટો શોધવા દોડી, પણ દ્રૈપદીએ પોતાની કીમતી સાડી ત્યાજ ફાડીને પ્રભુની આગળીએ પાટો બાધ્યો શ્રીકૃષ્ણ દ્રૌપદીને બેન સમાન ગણતા, આથી બેનનો તો પાટો પણ ન વપરાય, એમ ધારી પાટાના વણાટના દોરા ગણ્યા, તો નવસો નવાણુ થયા આ નવસો નવાણુ દોરાના આ દુ શાસને દ્રૌપદીને નગ્ન કરવા માડી ત્યારે નવસોને નવાણુ ચીર પ્રભુએ અ તરીક્ષ રહીને પુરીને દ્રૌપદીની લાજ રાખી વસ્ત્રો પુરા થયા, એટલે દુ શાસનના હાથ મજ્જડ થઈ ગયા જ્યારે દ્રૌપદીની માફી માગીને ખબ કાલાવાલા કર્યા, ત્યારે તેને તે દરદ મટયુ દ્રાપદીને પાડવો હાર્યા છતા પોતાની પાસે રાખવાની કૌરવોની હિંમત ચાલી નહિ, તેમણે પાડ વોને તે પાછી આપી પછી બધુ રાજ્યપાટ કૌરવોને સોપી પાડવો વનમા ગયા દ્રૌપદી પણ સાથે હતી વનમા પણ કૌરવોએ પાડવોને પજવણી કરવામા બાકી રાખી નહિ, પણ તેમને મદદ કરી સ કટમાથી પ્રભુ ઉગારી લેતા ધર્મિષ્ઠ પુરુષોને સ કટ આવે છે, પણ પ્રભુ તેમને સ કટમાથી ઉગારી લે છે વનમા ભીમ હિડબા નામની એક કન્યાને પરણ્યો, તેનાથી તેને ગટોત્કચ્છ નામે પુત્ર થયો આ હિડબાનો ભાઈ દ્રૌપદી, ધર્મ, સહદેવ, નકુલ ને અર્જુનને

છાનો માનો જ ગલમાથી ઉચકી ગયો તે દેવીભક્ત હતો, તેથી દેવી પાસે ઇદ્રાસન માગતો હતો આથી દેવીએ આ પાડવોની મારફતે તેને મારી નાખવાની યુક્તિ રચી હતી, ભીમ તથા ગટોત્કચ્છ હિડબાની મદદથી ત્યા જઇ પહોચ્યા, ને હિડ બાસુરને મારીને પોતાના ભાઇઓને પાછા આણ્યા પાડવોએ કામાસુર વગેરે અત્યત રાક્ષસોનો વનમા નહાર કર્યો છેવટે બાર વર્ષ વનમા પુરા થવા આવ્યા આ વનવાસ દર્મ્યાન અર્જુન કેટલીક વિદ્યા ભણવા ઇદ્ર પાસે સ્વર્ગમા ગયો, ત્યા સ્વર્ગમા પણ દેવોને રાક્ષસો પજવતા હતા, તેમનો અર્જુને હનૂમાનજીની મદદથી સહાર કર્યો, આથી ઇદ્રને આ અર્જુનને સ્વર્ગમાં રાખવાનુ મન થયુ આથી મોહ પમાડવા માટે ઉર્વશી નામની અપ્સરાને અર્જુન પાસે મોકલી અર્જુનને ફસાવવા ઉર્વશીએ ખૂબ ફાફા માર્યા, પણ અર્જુન જેવો ઇદ્રિયજિત લગાર પણ ડગ્યો નહિ છેવટે તે થાકીને અર્જુનને બાર માસ વ્યઢળ થવાનો શાપ આપી ચાલી ગઇ ધન્ય છે અર્જુનને કે શાપ માથે ચઢાવ્યો, પણ પોતાનો ટેક છોડયો નહિ !!!

અર્જુન વિદ્યા ભણવા ગયો હતો, ત્યારે પાડવોની પાસે વનમા વૃહદશ્વ કરીને એક ઋષિ આવી પહોચ્યા આ વૃહદશ્વ ઋષિના પગ દાબતા યુધિષ્ઠિરને પોતાના દુખો માટે ખૂબ ઓછુ આવ્યુ, અને રડી પડયા યુધિષ્ઠિરે

કહ્યુ કે, મારા જેટલો કોઇ દુ ખી થયો નથી ત્યારે વૃહદશ્વે કહ્યુ કે હે યુધિષ્ઠિર, ધર્માત્મા નળ જેટલુ દુ ખ તમે નથી પામ્યા યુધિષ્ઠિરની વિનતિ પરથી આશ્વાસન માટે વૃહદશ્વે નળની સવિસ્તર વાર્તા કહી આ નળ રાજા બ ગાળાનો રાજા હતો તે મહાપવિત્ર હતો તેથી તેને પુણ્યશ્લોક[1] એવુ પવિત્ર નામ મળેલું હતુ દમયતી નામે એક પવિત્ર સતીની સાથે તે બધા દેવોની હરિફાઈ છતા પરણ્યો પછી તેને બે પુત્ર થયા નળને તેના કાકાના દીકરા પુષ્કરે જુગટુ રમાડી રાજ્ય લઇ લઈ વનમા નસાડી મુકયો, વનમા અન્નજળ વિના લાઘા કરી કરીને બન્ને જ ગલમા ખૂબ આથડયા છેવટે બન્ને વિખુટા પડી ગયા દમય તી એકલી અઘોર વનમા વાઘવરૂની ભીતિમાં રડતી કકળતી નળને શોધતી હતી, તેને અજગરે ગળી, પણ પારધિએ અજગરને મારીને બચાવી તે પારધિની બુદ્ધિ વળી બગડી, તેથી પારધિને શાપ આપ્યો, એટલે તે બળી ગયો, અને સતી મહા દુ ખી થતી થતી તેની માસીને ત્યા દાસી તરીકે રહી, ત્યાથી ઓળખાણ પડતા તેના બાપને ઘેર ગઈ

નળ પણ દમયતીના વિયોગે વિલાપ કરતો જ ગલમા આથડતો હતો, તેને કર્કોટક નામે એક સાપ કરડયો, તેથી

૧ જેનુ નામ દેવાથી પુણ્ય થાય તે પુણ્યશ્લોક હરિશ્ચ દ્ર, શ્રીરામચ દ્રજી, નળ, યુધિષ્ઠિર આ ચાર પુણ્યશ્લોક રાજાઓ છે. લેખક.

કાળો બની ગયો, અને ઋતુપર્ણ રાજાને ત્યા સારથિ તરીકે રહ્યો દમયતીના બાપને ખબર મળતા નળ કે જે બાહુકને નામે ઓળખાતો હતો, તેની સાથે સ્વયવરને બહાને ઋતુપર્ણને તેડયો ત્યાં નળને ગુણ વડે ઓળખ્યો, ને દમયતીને લઇને પછી પોતાનુ રાજ્ય નળે સભાળી લીધુ આ વાત સાભળી યુધિષ્ઠિરને શાતિ થઇ

સુભદ્રાથી અર્જુનને અભિમન્યુ નામે કુવર થયો હતો, આ અભિમન્યુનો કાચો વિવાહ બળદેવજીની દીકરી સુરેખા સાથે થયો હતો, પણ પાડવો વનમા ગયા, ને રાજ્યપાટ હારી બેઠા, એટલે બળદેવજીએ વિવાહ તોડી દુર્યોધનના પુત્ર લક્ષ્મણા સાથે કર્યો આથી અભિમાન્યુ ચીડાયો તેણે કન્યાનુ હરણ કરી પરણવાનો નિશ્ચય કર્યો પોતાની મા સુભદ્રાને લઇને લગ્નને દિવસેજ સુરેખાનું હરણ કરવા દ્વારિકા જવાને તે નીકળ્યો રસ્તામા ભીમના પુત્ર ગટોત્કચ્છ સાથે લડાઇ થઇ, તેમા છેવટે સગાઇ નીકળી, એટલે ગટોત્કચ્છે અભિમન્યને સુરેખાનુ હરણ કરવામા મદદ કરી, અને તેનુ હરણ કરીને પરણ્યો, આ વખતે જાન લઇને પરણાવવા આવેલા કૌરવોનું ખૂબ અપમાન થયુ, આથી સુભદ્રા તથા અભિમન્યું ગટત્કચ્છને ત્યા પાડવોના આવતા સુધી રહ્યા

બાર વર્ષ વનમા ગાળ્યા પછી પાડવો ગુજરાતના વિરાટનગરમા છુપા રહ્યા વિરાટનગર હાલના ધોળકા ગામ

પામે હતું છુપા રહેવા માટે યુધિષ્ઠિરે કિકઋષિ, ભીમે વાલવાજી, અર્જુને વ્યઙગ, સહદેવે ગોપાળ, નકુલે અશ્વપાલ અને દ્રૌપદીએ સૈરધ્રિ નામ રાખ્યું હતુ અહી યુધિષ્ઠિર રાજાના મદદનીશ તરીકે, ભીમ રસોઈઆ તરીકે, અર્જુન શિક્ષક તરીકે, સહદેવ ગાયો ચારવા તરીકે, નકુળ ઘોડા પલોટવાના કામ તરીકે અને દ્રૌપદી દાસી તરીકે કામ કરતા હતા

અહી કીચક નામે એક દુષ્ટબુદ્ધિની મતિ દ્રૌપદી ઉપર બગડી, તેનો ભીમે સો ભાઇઓ સાથે નાશ કર્યો વળી દુર્યોધને પાડવોને શોધી કાઢવા તજવીજ કરવા માડી જો પાડવો છુપા વેષમાથી જડે તો ફરી બાર વર્ષ વનમા જવુ પડે એવો કરાર હતો, પણ પ્રભુની મદદથી તજવીજ કરવા છતા પાડવોને કોઇ ઓળખી શક્યું નહિ. બાર માસ પુરા થતા પાડવો છતા થયા, એટલે વૈરાટ રાજાએ માફી માગી પોતાની પુત્રી ઉત્તરા અભિમન્યુને પરણાવી ત્યારપછી પાડવો પોતાનુ રાજ્ય પાછુ મેળવવા પ્રયત્ન કરવા લાગ્યા શ્રીકૃષ્ણને બોલાવી તેમની મદદથી જો કૌરવો સમજીને થોડુ ઘણુ પણ રાજ્ય પાછુ આપે, તો તે લઈ સતોષ વાળી બેસી રહેવાનો યુધિષ્ઠિરે નિશ્ચય કર્યો હતો

---

## પાઠ ૨૭ મો.

## મહાભારત ભા. ૩.

પાડવોએ શ્રીકૃષ્ણને બોલાવ્યા, અને તેમને સલાહને માટે દુર્યોધન પાસે મોકલ્યા, લોભી દુર્યોધને લગાર પણ આપવાની ના પાડી અને ઉલટુ શ્રીકૃષ્ણનુ અપમાન કર્યું આથી પછી શ્રીકૃષ્ણ વિદુર ભક્તરાજની ખબર જોવા તેમને ઘેર ગયા ત્યા દુર્યોધનના દુરાગ્રહથી વિદુરજીના ઘરમાં કઇજ પ્રભુને જમાડવાનું હતુ નહિ, આથી પ્રભુએ આનંદ ભેર તેમના ઘર પાસે ઉગેલી તાદળજાની ભાજી ખાધી હતી આ વખતે આ ભાજીમા પ્રભુએ અલોકિક સ્વાદ મૂકયો હતો આજે પણ કહેવાય છે કે ભગવાને વિદુરજીને ત્યા ભાજી ખાધી પોતાની માયા વડે યાદવો ઉત્પન્ન કરી તેમની પાસેથી અનત પ્રકારની સામગ્રી બનાવી કોરવો સાથે આખા હસ્તિનાપુરને ( સોનાના પાટલા ને સોનાના થાળી વાડકા ને લોટા વડે ) પ્રભુએ આ વખતે જમાડયું હતુ

શ્રીકૃષ્ણ પાછા આવ્યા, એટલે પાડવોએ યુદ્ધનું કહેણ મોકલ્યુ બન્ને તરફ મોટા મોટા રાજાઓ લડવા આવી પહોચ્યા પાડવોના પક્ષમા સાત અક્ષોહિણી અને કોરવોના પક્ષમા અગિઆર અક્ષોહિણી સન્ય હતુ પાડવોના પક્ષમા એકદરે પદર લાખ માણુસ અને કોરવોના પક્ષમા ૨૪ લાખ માણુસ હતુ પ્રથમ દશ દિવસ કોરવોના પક્ષની આગેવાની

ભીષ્મે લીધી, ને પાડવોના પક્ષની આગેવાની અર્જુને લીધી બેઉ સૈન્ય સામસામે થયા, તે વખતે અર્જુનનો રથ હાકવા શ્રીકૃષ્ણ બિરાજ્યા હતા એ સમે અર્જુનને વરાગ થયો તેણે વિચાર્યું કે આ તુચ્છ રાજ્યને માટે મારે આ સામે ઉભેલા મારા ભાઈઓ, ગુરુઓ, બ્રાહ્મણો તેમજ અન્ય સગા સબધીઓને મારવા પડે છે આમ બોલતા બોલતા અર્જુનના હાથમાથી ધનુષ્ય પડી ગયું તે રોઇ પડયો, ને બેસી પડયો, તેના ગાત્ર ઢીલા થઈ ગયાં, જો મહાન ભક્તોના જેવો કે ગોપીજનોના જેવો પ્રભુમા લીન થવાથી આ વૈરાગ થયો હોત, તો તો તેને કોઇ ખાળી શકે એમ ન હતુ, પણ આ તો ક્ષણભરનો કટાળો હતો પ્રભુમા વ્યસની દશાને પ્રાપ્ત થએલા ચિત્તને તો કોઇ યુદ્ધમા રોકી શકેજ નહિ પરિણામે શ્રીકૃષ્ણે અર્જુનને શ્રીભગવદ્ ગીતાનો ઉપદેશ કર્યો આ ગીતાજી મહા જ્ઞાન ને ભક્તિમાર્ગથી ભરેલો નાનકડો ગ્રથ છે. તેના અઢાર અધ્યાય છે યુરોપની પ્રજાઓ પણ આ ગ્રથના ખૂબ વખાણ કરે છે. વૈષ્ણવો સામાન્ય રીતે તેનો પાઠ હરરોજ કરે છે. આ વખતે શ્રીકૃષ્ણ અર્જુનને પોતાનુ સ્વરૂપ દિવ્ય ચક્ષુ આપીને બતાવે છે, તેમા જશોદાજીની પેઠે ચૌદ બ્રહ્માડ અને બધા દેવો પણ અર્જુન દેખે છે આથી તેને શ્રીકૃષ્ણના સ્વરૂપની ખબર પડે છે અત્યત ઉપદેશ કરવાથી અર્જુન યુદ્ધ કરવા તૈયાર થાય છે શ્રીકૃષ્ણે કહ્યુ કે આ યુદ્ધ છે, તેજ

મારૂ સ્મરણ કરીને કર, એટલે તેજ ભક્તિ છે આપણો પુષ્ટિમાર્ગ પણ એમજ કહે છે દરેક કામ ભક્તિજ છે, એવી ભાવનાથી કરીએ, તો તે ભક્તિરૂપ બની જઈ અલૌકિક ફળરૂપ નિવડે છે અર્જુનનો મોહ નાશ પામે છે, એટલે યુદ્ધ શરૂ થાય છે દશ દિવસ યુદ્ધ કર્યા પછી ભીષ્મ બળહીન થઇ ઘાયલ થાય છે, એટલે યુદ્ધ તજી બાણની શય્યા ઉપર પ્રભુનું ભજન કરતા સૂઇ જાય છે

ત્યારે પછી અર્જુનના વિદ્યાગુરુ દ્રોણાચાર્ય પાચ દિવસ કૌરવોનુ રક્ષણ કરવાનુ માથે લે છે આ દ્રોણાચાર્ય સાથે લડવામા અર્જુનનો બાળકુવર અભિમાન્યુ બહુજ બહાદુરી બતાવી મરણ પામે છે છેવટે દ્રોણાચાર્ય પણ મરાય છે, એટલે કૌરવ સૈન્યનુ અધિપતિપણુ કર્ણને મળે છે આ કર્ણ મહા બળવાન હતો, તે કપટથી પરશુરામ પાસેથી બ્રાહ્મણને વેશે વિદ્યા ભણી આવ્યો હતો આ કર્ણ પાડવોનો સગો ભાઇ થાય, પણ કુતાજી કુવારા હતા, ત્યારે મત્રવડે સૂર્યદેવે આપેલો હોવાથી પોતાની આબરૂ રાખવા પેટીમા પુરી શ્રીયમુનાજીને તે પેટી સોપી હતી, પેટી તરતી તરતી હસ્તિનાપુર આવી, અને ત્યા ગાધારીની દાસી પાણી ભરવા આવી તેને તે જડી હતી આથી તે દાસીએ પુત્ર તરીકે ઉછેર્યો હતો આ કર્ણ મહા દાનેશ્વરી હતો, તેને સૂર્યે એક મણિ આપ્યો હતો, તેમાથી ખૂબ સોનુ

ઉત્પન્ન થતુ, તે કર્ણ રોજ દાનમા ખર્ચી દેતો, આથી આજે પણ કોઇ બહુ દાન કરે, તો કર્ણ દાનેશ્વરીની ઉપમા તેને અપાય છે

આ યુદ્ધમા આ કર્ણ ભક્ત છતા મરાયો અહીં વિચારવાનુ એ છે કે, જો ભક્ત છતા નઠારાનો સગ કરે, તો પ્રભુ તેને સજા કરે છે દુર્યોધનના દુસગથી ભક્ત કર્ણને પ્રભુએ ઉપર રહીને મરાવ્યો, પણ મરતી વખતે તેને પ્રભુએ પાસે જઇને દર્શન આપી ઉદ્ધાર કર્યો

છેલ્લે અઢારમે દિવસે શલ્ય રાજાએ લશ્કરની આગેવાની લીધી, અડધો દિવસ લડયા પછી તે પણ મરાયો. આ શલ્ય પાડવોનો મામો થાય, પણ છેતરીને દુર્યોધન તેને પોતાના પક્ષમા લઇ ગયો હતો તે મહા બળવાન હોઇ રથ હાકવામા મહા ચતુર હતો અઢારમે દિવસે બપોર પછી ભીમે સર્વ કૌરવોને અને બાકીના સૈન્યને મારી નાખ્યું બધુ લગભગ અઢાર અક્ષૌહિણી સૈન્ય મરાયું દુર્યોધન બચવાને છાનોમાનો સતાઈ ગયો, તેને પણ ભીમે શોધી કાઢી મારી નાખ્યો, પણ રાજ્યમાના મોટા મોટા અધિકારી તથા સગા સબધીઓનો ઘાણ આ યુદ્ધમા નીકળી ગયો, તેથી યુધિ-ષ્ઠિરે ગાદીપર બેસવાની ના પાડી અર્જુનની દશા લડતની શરૂઆતમા થઈ હતી, તેજ દશા અહી યુધિષ્ઠિરની થઇ. શ્રીકૃષ્ણ આથી ભીષ્મ પિતામહ પાસે પાચે પાડવોને લઈ

ગયા, ત્યા ભીષ્મે બાણુશય્યાપર સુતા સુતા પાડવોને શાતિ પર્વનો ઉપદેશ આપ્યો આ શાતિપર્વમા વિવિધ વિષયોનુ ખૂબ જ્ઞાન છે દેહાતીત દશાના શૂરવીર ભીષ્મને બાણુશૈયા પીડા પણ નથી કરતી. આ ઉપરથી જણાય છે કે, મોટા ભક્તોને સસારિક કે દેહની પીડાઓ દુખ નથી આપતી ભીષ્મની રજા લઇ ધર્મ હસ્તિનાપુરની ગાદીપર બેસે છે ત્યાર પછી વળી અશ્વમેધ નામે મોટો યજ્ઞ પાડવો કરે છે, આ અશ્વમેધમા મોટા મોટા રાજાઓ જોડે પાડવોને યુદ્ધો થાય છે હસ્ધ્વજ, મોરૂધ્વજ, ચદ્રહાસ, બભ્રુ-વાહન વગેરે રાજાઓ સાથે લડાઇઓ થાય છે, પણ પ્રભુની મદદથી બધા પાડવોનુ ઉપરીપણું સ્વીકારે છે આ અશ્વમેધ વખતે એક ભક્તની પ્રભુએ કેવી રક્ષા કરી તે વાત સાભળવા જેવી છે સુધન્વા કરીને એક ભક્ત હતા, તેમના ગામમા યજ્ઞનો ઘોડો ફરતો ફરતો આવી પહોચ્યો સુધન્વાના પિતાએ તે ઘોડો બાધ્યો અને પાડવો સામે લડવા માટે આખા શહેરમા એવી દાડી પિટાવી કે જે કોઈ દિવસ ઉગ્યા પછી શહેરમા રહેશે, તેને તેલની ધગધગતી કઢાઇમા નાખી મારી નાખવામા આવશે ભોગ જોગે કઇ કારણસર રાજાનો ભક્ત કુવર સુધન્વાજ દિવસ ઉગ્યા પછી આવી પહોચ્યો આ ભક્ત બહુ નીતિમાન, પવિત્ર અને રાજ્ય કાજમા કુશળ હોવાથી પાપી માણસો તેની અદેખાઇ

કરતા શંખ અને લેખ નામે બે પ્રધાનો મહા દુષ્ટ હતા, તેમને સુધન્વાની બહુ બીક રહેતી આથી તેમણે આ વખતે સુધન્વાને મારી નખાવવાનો વિચાર કર્યો રાજાને ભભેર્યો કે જો આપનું વચન આપ નહિ પાળો, તો ચૈતન્ય પણ આપનો હુકમ નહિ પાળે સુધન્વાપર ખૂબ પ્રીતિ છતા રાજાએ તેને તેલની કઢાઈમા પડવાનો હુકમ કર્યો ચૈતન્યની પ્રીતિ સુધન્વાપર અત્યંત હતી, આથી શંખ અને લેખને સૌ તિરસ્કારવા લાગ્યા તેલની કઢાઈ ઉકાળવામા આવી ગામ આખુ ત્યા જોવા ઉભુ હતુ, સામે દૂર શ્રીકૃષ્ણ અને અર્જુન પણ જોઈ રહ્યા હતા સુધન્વાએ પ્રભુની સામે જોઈ પ્રાર્થના કરી નમન કરી કઢાઈમા પડતુ મૂક્યું, પણ લગાર પણ દાઝયા નહિ અર્જુન આ જોઈ સજજડ થઈ ગયા, છેવટે રાજાએ કુમારને બહાર નીકળવાની આજ્ઞા કરી સૌને ખૂબ આનંદ થયો, પણ શંખ લેખના દુખનો પાર રહ્યો નહિ તેમણે રાજાને કહ્યુ કે, તેલ બરાબર ઉનું થયા વિના કપટથી બચાવવા માટે છોકરાને કઢાઇમા નાખ્યો, માટે ફરીવાર નાખવો જોઇએ આ સાભળી લોકોને ત્રાસ પડયો શંખ અને લેખે ફરી કઢાઇ ઉની કરાવી, ખૂબ લાકડા પૂર્યા, અને તેલ બરાબર કકડયું છે કે નહિ, તે જોવા અંદર એક નાળિએર નાખ્યું નાળિએર ફાટી જાય તો જાણવું કે, તેલ કકડયું છે એમ કહ્યુ નાળિએર એકદમ ફાટયું, ને તેના બે

કાછલા થઈને એક ઉછળીને શખના કપાળમા અને એક લેખના કપાળમા વાગ્યું બેઉ તમર ખાઈ નીચે પડયા જેઓ ભક્તોને દુખ દે છે, તેમની આવી વલે થાય છે ભગવાન ભક્તોનું આવી રીતે રક્ષણ કરે છે માટે ભક્તોએ હમેશા નિર્ભય રહી પ્રભુની ભક્તિ કરવી જોઇએ અહી પણ પાડવોની જીત થઇ હતી

**ભગુ**—ગુરુજી, પ્રભુ કેટલા દયાળુ છે, આ વાત તો બહુ નવાઈ પમાડે એવી કહેવાય આમાની બીજી વાત ચદ્ર હાસની તો આપે કહી હતી

**ગુરુજી**—આમ છતા સાભળો, ટુકામા કહી જોઉં શ્રીકૃષ્ણ અને પાડવો ઘોડા પાછળ ચદ્રહાસના નગરમા આવી પહોચ્યા અહીં અર્જુન શ્રીકૃષ્ણને ચદ્રહાસની વાત પૂછવા લાગ્યો શ્રીકૃષ્ણે આખી વાર્તા કહી ત્રબાવટીના રાજા ત્રબકસેનને ત્યા કુલવતી રાણીને પેટે ચદ્રહાસનો જન્મ થયો હતો ચદ્રહાસ છ માસનો થયો, ત્યારે તેના બાપને એક બીજા રાજાએ પકડીને કુલવતી સાથે કેદ કર્યો, આ વખતે કુવર ચદ્રહાસને લઇને તેની બે દાસીઓ નાશી ગઇ તેઓ કુતલપુર આવી પહોચ્યા ત્યા કુવરને ઉછેરવા માડયો દાસીએ માળીની નોકરી સ્વીકારી અહીં ચદ્રહાસ રાજકુવર હોવાથી બાને બહુ વહાલો લાગતો તેને ગાલવ ઋષિની મિત્રતા થઇ એક યજ્ઞ વખતે ગાલવ ઋષિ જોડે આ કુવર આવેલો ત્યારે દુષ્ટબુદ્ધિ નામના રાજાના પ્રધાને

કુવરનો તિરસ્કાર કર્યો આથી ભવિષ્યવેત્તા ગાલવે પ્રધાનને કહ્યુ કે, આ તો તારો જમાઇ થવાનો છે આ સાભળતા પ્રધાને તેને મારી નાખવાની તદબીરો રચવા માડી, અને પોતાને ઘેર મારી નાખવા માટે રાખ્યો અહી પ્રધાનની પુત્રી વિષયાની આ બાળકુવરપર બહુ પ્રીતિ થઇ એક દિવસ મારાઓને છુપાવી રાખી જગલમા આ બાળકુવરને પ્રધાને ફૂલ લેવા મોકલ્યો, ત્યા મારાઓ ફરી વળ્યા, પણ પ્રભુની કૃપાથી મારાઓને દયા આવી ને તેની છેલ્લી આગળી કાપી લઇને જવા દીધો અહી એક રાજા શિકાર કરવા આવ્યો, તે આ કુવરને લઈ ગયો, ને ઉછેરવા માડયો, એવામા પેલો દુષ્ટ બુદ્ધિ પ્રધાન ત્યા ખડણી ઉઘરાવવા આવ્યો. તેણે આ કુવરને ઓળખ્યો એટલે રાજાની પાસેથી આજ્ઞા લઇ તે કુવરને કામને બહાને કુતલપુર મોકલ્યો પોતાના પુત્રને છુપો પત્ર લખ્યો કે, આને તરતજ વિષ આપજો ચદ્રહાસ આવી થાકેલો બાગમા સુતો હતો, ત્યા વિષયા રમતી રમતી આવી પહોચી તેણે પત્ર વાચ્યો, ને પોતાનો તેનાપર પ્રેમ હોવાથી વિષને બદલે આખમા કાજળ હતુ, તે વડે 'યા' વધારીને વિષયા દેજો, એવુ લખી દીધુ ચદ્રહાસને તરતજ ઘેર આવતા આ કાગળ ઉપરથી પ્રધાનના કુવરે પોતાની બેન પરણાવી દીધી પ્રધાન આવ્યો, ત્યારે આ જોઇ બહુ ખેદ પામ્યો છેવટે પ્રધાને હજી પણ મારવા

પ્રયત્ન કર્યો, દેવતા પૂજન માટે જતા ચદ્રહાસને દેવળમા મારી નાખવાની તજવીજ કરી, પણ તેમા ઉલટો પ્રધાનનો કુવર મરાયો એટલે ત્યા દેવળમા જઇ પ્રધાને પણ આપ વાત કર્યો ચદ્રહાસે બધાને પ્રભુની કૃપાવડે જીવતા કર્યા ત્યાર પછી રાજાની કુવરી પણ આ ચદ્રહાસને પરણવાને તૈયાર થઇ. ચદ્રહાસે આ કુતલપુરની સેના વડે પોતાના મા બાપને કેદ કરનાર રાજાને હરાવી પોતાના માબાપને છોડાવ્યા, અને પછી પેલા રાજાની કુવરીને પણ પરણ્યો ચદ્રહાસ આ વખતે ત્રણ રાજ્યનો ધણી થયો, પ્રભુના ભક્તોની રક્ષા પ્રભુ કરે છે, ને ગમે તેટલા દુખ પડે, પણ જો પ્રભુ પર વિશ્વાસ રાખે, તો આખરે પ્રભુ દુખથી મુક્ત કરી સુખ આપે છે

પાડવોએ આ પ્રમાણે બધા રાજાઓને જીતી અશ્વમેધ યજ્ઞ કર્યો પણ હવે કચેરીમા તકરારો બહુ આવવા લાગી, એટલે યુધિષ્ઠિર કટાળી ગયા, અને રાજ્ય અર્જુનના પુત્ર અભિમન્યુના કુવર પરીક્ષિતને સોપી તેઓ પ્રભુનુ ભજન કરવા હિમાલયમા ગયા, ને ત્યાજ મુક્તિ પામ્યા

આ પહેલાજ શ્રીકૃષ્ણ પણ સ્વધામ પધાર્યા હતા યાદવો યાત્રાએ સોમનાથ પાટણ ગયા હતા, ત્યા તેઓ માહે માહે કુસપ કરી લડી મુઆ દુર્વાસા ઋષિની મશ્કરી કરી હતી, તેથી ઋષિએ શાપ દીધો હતો

વાસુદેવ—ગુરુજી, અમને મહાભારત સાંભળવામા બહુજ આનંદ થયો પ્રભુ પવિત્ર પુરુષોનું રક્ષણ કરે છે, ને પાપીઓનો સંહાર કરે છે આમ છે તો એવા પ્રભુનુ ભજન બધા કેમ નહિ કરતા હોય ?

ગુરુજી—ભાઈ, જેનાપર પ્રભુ કૃપા કરે, તેનેજ ભક્તિ આપે છે જેનામા સદ્બુદ્ધિ હોય તે પ્રભુ ભણી પોતાની નજર હમેશા રાખે છે પ્રભુ પણ એવા ભક્તના ભણી નજર રાખે છે

---

## પાઠ ૨૮ મો.

## પિતૃભક્ત પુંડરિક.

ગુરુજી—હમેશા નાહી અને તિલક કરી પ્રભુની ભક્તિ કર્યા પછી માબાપને નિયમસર જે પગે લાગતા હોય તે હાથ ઉંચો કરે

વાસુદેવ—ગુરુજી, હુ તો હમેશા મારા માતાજીને તથા મારાં દાદીમાને અને મારા બાપાજીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરૂ છુ

ઘણા ખરા છોકરાઓએ હાથ ઉંચા કર્યા, પણ એક વિદ્યાર્થીએ હાથ ઉંચો ન કર્યો એટલે,

ગુરુજી—ગારાભાઈ, તમે માબાપને પગે નથી લાગતા કે શુ ?

ગાડાભાઈ—ના, ગુરુજી, હુ તો ભુલી જાઉ છુ

ગુરુજી—જમવાનુ નથી ભુલી જતા, અને પગે લાગ વાનું શાથી ભુલો છો ? માબાપની ભક્તિ પણ પ્રેમપૂર્વક કરવાથી પ્રભુ પ્રસન્ન થાય છે આ સબધમા આજે એક ભક્તની સરસ વાત કહુ, સાભળો

દક્ષિણમા ભીમરથી કરીને એક પવિત્ર નદી છે, તેના કિનારાપરના એક ગામડામા એક પુડરિક નામે બ્રાહ્મણ રહેતો હતો, તે નાનપણમા બહુજ ખરાબ હતો, પોતાના વૃદ્ધ માબાપને તે મોટપણે પણ ખૂબ દુખ દેતો હતો એક વાર તે ગામમાથી સગ જાત્રાએ જવા નીકળ્યો, તે સગમા તે ચોરી કરવાની લાલચે ચાલવા લાગ્યો, પણ થોડેક ગયા પછી સગથી છૂટો પડી ભુલો પડી ગયો, અને એક અઘોર વનમા રાત્રે આવી ચડયો ત્યા રાત્રે જગલમાજ સુઇ રહ્યો એવામા રાત્રે ત્યા થઇને બે સર્વાંગે સુદર અલૌકિક સ્ત્રીઓ માથાપર સુવર્ણના કળશ ભરીને જતી હતી આ બે સુદરીઓને પુડરિકે પૂછ્યુ કે તમે કોણ છો ? આ સાભળીને એકે કહ્યુ, હુ શ્રીગગાજી છુ, અને બીજીએ કહ્યુ કે, હુ શ્રીજમનાજી છુ એક પોતાના માબાપની બહુ સેવા કરનાર બ્રાહ્મણને શ્રીગગાજીના તથા શ્રીજમનાજીના સ્નાનની નવરાશ મળતી નથી, તેને સ્નાન કરાવવા જઇએ છીએ જે માતા પિતાની સેવા કરે છે, તેને શ્રીગગા જમનાજીમા સ્નાન કર્યાનુ ફળ મળે છે આટલુ કહીને બન્ને

અંતર્ધાન થઈ ગયા, આથી પુંડરિકે વિચાર કર્યો કે, હું પણ જો માબાપની સેવા કરૂ, તો મને પણ આવું ફળ મળે આ વિચારે તે પાછો ઘેર આવ્યો ઘેર આવ્યો ત્યારે પ્રથમ દુખ દેતો હતો, તેથી માબાપને ધ્રાસકો પડયો, અને કહેવા લાગ્યા કે, આ બે દિવસ નહોતો, ત્યા સુધી આનંદ હતા પણ આ વખતે તો જેવો આવ્યો, તેવોજ માબાપને પગે લાગવા મંડી પડયો, અને પાછળ દુખ દીધેલું તેની માફી માગવા લાગ્યો ત્યારપછી તેણે માતાપિતાની અનન્ય ભાવથી સેવા કરી, સેવા કરતા કરતા બાર વર્ષ વીતી ગયા, ત્યારે એકવાર પ્રભુએ વ્યાપિવૈકુંઠમા શ્રીલક્ષ્મીજીને કહ્યું કે, મારો એક ભક્ત ભૂતળપર છે, તેને દર્શન દેવા હું જાઉં છુ તે માબાપની સેવા બહુ દિવસથી કરે છે, તેથી મારા દર્શનની પણ તેને નવરાશ નથી આ સાભળી લક્ષ્મીજી બોલ્યા કે, હું પણ આવા ભક્તના દર્શન કરવા માટે આપની જોડે આવુ શ્રીપ્રભુજી અને શ્રીલક્ષ્મીજી પુંડરિકના બારણામા આવીને ઉભા રહ્યા પ્રભુએ કહ્યું કે હે પુંડરિક, તે માતાપિતાની સેવા બહુ કરી છે, માટે અમે તને દર્શન કરાવવા આવ્યા છીએ પુંડરિકે કહ્યું કે, મારા પિતાનો એક ચરણ દાબ્યો છે, બીજો દાબીને આવુ છુ આ સાભળી પ્રભુ બહાર બિરાજ્યા બીજો પગ દાબી રહીને પુંડરિકે બહાર આવી પ્રભુને સાષ્ટાંગ દંડવત કર્યા એટલે પ્રભુએ

કહ્યુ કે, હું તારી માબાપ પ્રત્યેની સેવાથી પ્રસન્ન થયો છુ, માટે માગવુ હોય તે વરદાન માગ, તને માગુ તે આપુ આ સાભળી પુડરિક બોલ્યો કે (૧) આપ મારે ઘેર નદાજ બિરાજો (૨) પ્રથમ મારૂ નામ અને પછી આપનુ નામ બોલાય (૩) વ્રજલીલાના દર્શન કરાવો પ્રભુએ ત્રણે વરદાન આપ્યા, પહેલા વરદાનમા કહ્યુ કે હુ ઘણા યુગો સુધી તારા ઘરમા બિરાજીશ તે વરદાન પ્રમાણે અત્યારે પણ શ્રીવિઠ્ઠોબા પઢરપુરમા પાડુરગના ઘરમા બિરાજે છે પુડરિક શ્રીવિઠ્ઠલનાથજી વરદાન બીજા પ્રમાણે બોલાય છે, અપ ભ્રશમા પાડુરગ વિઠ્ઠોબા પણ કહે છે ત્રીજા વરદાનમા કહ્યુ કે, વ્રજલીલાના દર્શન તો જ્યારે શ્રીવલ્લભાચાર્યજી ભુતળપર પ્રગટ થશે અને પરિક્રમાને બહાને અહી પધારશે, ત્યારે તને તે મારી આજ્ઞાથી કરાવશે પછી શ્રીપ્રભુ તેને ઘેર બિર જ્યા, નામ પણ તેવુ રાખ્યું અને શ્રીમહાપ્રભુજી પધાર્યા, ત્યારે પોતે પુડરિકને વ્રજલીલાના દર્શન પણ કરાવ્યા

વાસુદેવ—ગુરુજી, એ વાત અમને પુરી કહોને

ગુરુજી—સાભળો ત્યારે પુરી કહુ શ્રીમહાપ્રભુજી પરિક્રમા કરતા કરતા પઢરપુરમા પધાર્યા આ વખતે શ્રીવિઠ્ઠોબા સામે મળવા આવ્યા અને તે વખતે પોતાને પ્રકટ થવાની ઈચ્છા હોવાથી લગ્ન કરવાની પણ આજ્ઞા

૧, પુંડરિકપુર પરથી અપભ્રશ પઢરપુર થયુ છે

કરી વળી પુંડરિકને વ્રજલીલાના દર્શન કરાવવાનું પણ શ્રીમહાપ્રભુજીને કહ્યુ આથી શ્રીમહાપ્રભુજી પુંડરિકને તથા પોતાના ચાર પાંચ અંતરંગ ભક્તોને લઈને યોજન જેટલુ જંગલ હતું, ત્યાં ગયા ત્યાં એક વૃક્ષ હતુ, તેની નીચે પોતે આસન ધરી અને બિરાજ્યા, પછી પુંડરિકની ચક્ષુપર શ્રીહસ્તે સંધ્યાનુ જળ છાંટયું આથી ચક્ષુઓ દિવ્ય થઇ ગયા જેવી રીતે અર્જુનના વિરાટ સ્વરૂપના દર્શન માટે થયા હતા, તે પ્રમાણે અહીં પણ થયું પુંડરિકને તો શ્રીયમુનાજી, શ્રીગિરિરાજજી, શ્રીગોકુલ, શ્રીવૃન્દાવન, શ્રીમથુરામંડળ શ્રીવ્રજચોરાસી કોશ, બાર-વન, બાર ઉપવન, શ્રીનંદરાયજી, શ્રીજશોદાજી, ગોપી, ગ્વાલ સાથે સંપૂર્ણ વ્રજલીલાના દર્શન થયા બે પહોર દર્શન કરાવ્યા પછી દિવ્ય ચક્ષુ શ્રીમહાપ્રભુજીએ બંધ કર્યા, એટલે દર્શન બંધ થયા આથી પુંડરિકે કહ્યુ કે, મહારાજ આ સુખમાથી મને કેમ કાઢયો ? ત્યારે શ્રીમહાપ્રભુજીએ કહ્યુ કે, હજી તારે શ્રીવિઠ્ઠોબાની સેવા કરવાની છે, માટે માત્ર દર્શન કરાવવાનીજ આજ્ઞા હતી, તેથી દર્શન કરાવ્યા શ્રીવિઠ્ઠોબા જ્યારે ભૂતળપરથી લીલામા પધારે, ત્યારે તું પણ આવજે એમ કહી તેને શ્રીવિઠ્ઠોબા પાસે મોકલ્યો

વાસુદેવ તો આ બધી વાત સાભળી સજ્જડ થઇ ગયો, અને બોલ્યો કે, ગુરુજી, આ તો બહુ આશ્ચર્યની વાત

કહેવાય આજે પણ શ્રીમહાપ્રભુજી કૃપા કરે તોજ શ્રીવ્રજ લીલાના દર્શન થાય ખરેખર, આ કારણથી શ્રીસર્વોત્તમજીના જપ હમેશા કરવા જોઇએ

કનુ—ગુરુજી, હુ રોજ શ્રીસર્વોત્તમજી, શ્રીકૃષ્ણાશ્રય અને શ્રીયમુનાષ્ટકનો પાઠ કરૂ છુ

ગુરુજી—શ્રીસર્વોત્તમજી તો રોજ જપવાજ જોઇએ, પણ પુંડરિકને માબાપની સેવામાથી કેવુ ફળ મળ્યું તે જાણ્યું ? આ વાતનો બહુ વિચાર કરવાનો છે જે પુત્ર ભાગ્યશાળી હોય તે માબાપપર ભક્તિભાવ રાખે, તેમને પગે લાગે, તે કહે તે તરતજ કરે, તેમના કામમા મદદ કરે, તેમની સાથે બહુ મીઠી વાણીથી નમ્રતાપૂર્વક વાત કરે માબાપે આપણાપર જે ઉપકારો કર્યા છે, ભવોભવ ગુલામ બની જઇએ, તો પણ તેનો બદલો વળી શકે નહિ માટે માબાપપર ખૂબ ભક્તિભાવ રાખવો જોઇએ

---

## પાઠ ૨૯ મો.

## પ્રભુ પ્રેમને વશ છે.

વાસુદેવ—ગુરુજી, આપ વારવાર કહો છો કે, પ્રભુ પ્રેમને વશ છે, આ વાત અમને દાખલા દલીલોથી સમજાવો તો ઠીક મજા આવે

ગુરુજી—સાભળો, પ્રભુ પ્રેમને વશ છે, તપને, યોગને

ધ્યાનને, જ્ઞાનને, કશાયને વશ નથી ભગવાન શ્રીરામચદ્રજી વનમા પધાર્યા, ત્યારે અન્ય ઋષિમુનિઓને જ્ઞાની અને તપસ્વી છતાં દર્શનજ આપ્યા, પણ સવરીબાઇ કરીને એક પવિત્ર પ્રેમી ભક્તાણી જાતની ભીલડી હતી, તેને ત્યા આનદભેર પોતે બોર ખાધા વળી તે બોર એવી રીતે ખાધા કે, સવરી બાઈ ચાખતી જાય, ને મીઠુ લાગે તે પ્રભુને આપતી જાય આમ ભીલડીના જુઠા બોર પ્રભુ આરોગ્યા પ્રભુ જે વખતે બોર આરોગતા હતા, ત્યારે તેમના સામે ટગર ટગર જોઈ રહીને તે સવરી આનદના આસુ ખેરવતી હતી અહિં પ્રભુ પ્રેમને લીધે સવરી બાઇને વશ થઈ ગયા છે

શ્રીરામચદ્રજી જ્યારે વનમા ગયા, ત્યારે શ્રીગગાજી ઉતરીને પેલેપાર જવાનુ હતુ, આથી શ્રીગગાજીને કિનારે આવીને એક ખલાસી હતો, તેને હોડી વડે પાર ઉતારવાનુ કહ્યું, આ ખલાસી નિષાદ ભોળો હતો, તે શ્રીરામચદ્રની પાછલી વાતો બધી જાણતો હતો, આથી બોલ્યો કે મહારાજ, આપના પગમા કઇક જાદુ છે આપ વિશ્વામિત્ર ઋષિ સાથે સીતાજીના સ્વયવરમા જતા હતા, ત્યારે રસ્તામા એક પત્થરની શલ્યા[1] પડી હતી, આ પત્થરની

---

૧. અહલ્યાજી ગૌતમ ઋષિના પત્ની ગૌતમના શાપથી શલ્યા થઇ પડયા હતા, અને શ્રીરામચદ્રજીના ચરણસ્પર્શથી તેમનો ઉદ્ધાર હતો

શલ્યાને પગ અડકયો, એટલે તે બૈરૂ થઈ ગઈ, આવી રીતે કદાપિ આ મારી હોડીને આપનો ચરણ અડકે, તો તે પણ જો બૈરૂ થઇ જાય, તો હુ શુ કરૂ ? પત્થર કરતા મારી હોડીનુ લાકડુ પોચુ છે, પછી બૈરૂ થઇ જાય તો હુ શો ઉદ્યમ કરૂ ? સીતાજી અને લક્ષ્મણજી તો આ સાભળી નવાઇ પામ્યા, અને હસવા લાગ્યા શ્રીરામે કહ્યુ કે, ભાઇ તારી હોડી બૈરૂ નહિ થઇ જાય, અને અમને જલદી પાર ઉતાર ખલાસીએ કહ્યુ મહારાજ, આપનો શો વિશ્વાસ ? તેમ છતા જો આપને બહુ ઉતાવળ હોય તો મારી આ કથરોટ છે, તે લાકડાની છે, તેમા આપ ઉભા રહો, અને હુ પગ ધોઉ, જો મારી કથરોટ બૈરૂ ના થઇ જાય, તો પછી હોડીમા બેસાડી પાર ઉતારૂ શ્રીરામચદ્રજી પોતે કથરોટમા ઉભા રહ્યા, અને પેલો ખલાસી નિષાદ ચરણ પખાળવા લાગ્યો, માનો જનકરાજાએ જે લ્હાવો સીતાજીના વિવાહ વખતે લીધો હતો, તે લ્હાવો આજ આ નિષાદે લીધો લક્ષ્મણજી તો આના ભોળા પ્રેમને જોઇને સજ્જડ થઈ ગયા બેઉ ટગર ટગર જોઈ રહ્યા છે, શ્રીરામની આખોમાથી પણ આનદના અશ્રુ આ ભોળો પ્રેમ જોઈ ચાલ્યા જાય છે, શ્રીરામચદ્રજીના ચરણને સ્પર્શ થતા તેને શ્રીરામના સ્વરૂ નુ જ્ઞાન થયુ અને તે ડગગરતો પગે પડયો, પછી હોડીમા બેસાડી પાર ઉતારવા લાગ્યો શ્રીરામ, લક્ષ્મણ અને સીતાજી એ ત્રણેના રૂપમા તે એવો લીન થઈ ગયો

કે, હોડી હાકતા હલેસુ પણ ભુલી જાર અહી પણ પ્રભુ શ્રારામ પ્રેમને વશ થયા છે

એકવાર શ્રીકૃષ્ણ હસ્તિનાપુરમા ઓચિંતા વિદુરજીને ત્યા પધાર્યા વિદુરજીના પત્ની સ્નાન કરતા હતા, તેમણે સ્નાન કરતા કરતા શ્રીકૃષ્ણને જોયા કે, લુગડા પહેરવાનુ પણ ભાન રહ્યુ નહિ એકદમ આનંદ ભર્યા સામે આવ્યા શ્રીકૃષ્ણે કપડા પહેરવાનુ કહ્યુ, ત્યારે ભાન આવ્યું પ્રભુને નિરખતા જ્યારે આવો પ્રેમ ઉભરાય ત્યારે પ્રભુ પ્રસન્ન થાય પછી શ્રીકૃષ્ણે કહ્યુ કે, મને ભૂખ લાગી છે, કંઇક ખાવાનુ આપો પ્રભુમાં જેમનુ ચિત્ત લીન થયું છે, એવા વિદુરપત્ની કેળા લાવ્યા અને તે છાલ કાઢીને આપવાનો વિચાર કર્યો. પ્રભુમા તદ્દન એવા લીન થઇ ગયા છે કે, વિદુર પત્ની કેળાનો ગર્ભ જે ખાવા લાયક તે ફેંકી દેતા હતાં, ને પ્રભુને ઉપરના છોડા આપતા હતા પ્રભુને આવા પ્રેમી ભક્તના હાથના છોડામા કેળા કરતા કરોડ ઘણી મિઠાશ લાગી પોતે વિદુર પત્નીનો પ્રેમ પીતા જાય, ને આનંદથી છોડા ખાતા જાય જ્યારે પ્રભુમાથી ચિત્ત ખસ્યું, ત્યારે ભાન આવ્યુ કે, મે ભારે અન્યાય કર્યો કેળા ફેંકી દીધા, ને પ્રભુને છોડા ખવરાવ્યા પ્રભુશ્રીએ કહ્યુ કે તમારા છોડામા જેવો સ્વાદ પડયો, તેવો સ્વાદ મને હજી કોઈએ ચખાડયો નથી એમ બોલતા પ્રભુની આખમાથી સ્નેહાશ્રુ નીકળી

પડ્યા આ વિદુર ભક્તને ત્યા પ્રભુએ તાદળજાની ભાજી નરી પ્રેમે પ્રેમે આરોગી હતી ભાજીમા પોતે ચૌદ બ્રહ્માંડનો સ્વાદ મૂકયો હતો, અને અતિ સ્વાદિષ્ટ હોવાથી વિદુરજીએ, વિદુરપત્નીએ અને શ્રીકૃષ્ણે આનદભેર લુંટાલુટ કરી હતી

આપણા શ્રીનાથજી પણ એજ સ્વરૂપ હોઈ પ્રેમને વશ છે તથા શ્રીમહાપ્રભુજી પણ સ્નેહનેજ વશ છે શ્રીગોપીજનોએ પણ પ્રેમ વડેજ પ્રભુને વશ કર્યા હતા પ્રભુ-પ્રેમી પ્રભુનુ નામ સાભળતા આનદિત થઈ જાય છે એટ-લુજ નહિ, પણ હર્ષાશ્રુ ખેરવવા મડી પડે છે ખરા પ્રેમી ભકતો તો પ્રભુનુ નામ સાભળતાં બધુ ભુલી જાય છે પ્રભુમા જેઓ લીન હોય છે, તેમને પ્રભુ સિવાય બીજી વાત ગમતી નથી ભક્તિ કરવાનુ કારણ પણ પ્રેમ પ્રાપ્ત કરવા માટે છે આપણે જેમ જેમ પ્રભુની સેવા કે ભક્તિ કરીએ, તેમ તેમ પ્રભુપર સ્નેહ વધે છે ને પ્રભુ દયા કરી આનદનુ દાન કરે છે, પ્રભુ સ્નેહ સિવાય બીજી કોઈ વસ્તુથી વશ થતા નથી

---

## પાઠ ૩૦ મો.

## પરોપકાર.

કનુ—ગુરુજી, આપે તે દિવસે કહ્યુ હતુ કે, પ્રભુના ભક્ત નરસિંહ મહેતા ઢેડને ત્યા ભજન કરવા ગયા હતા,

તો તે બહુ દયાળુ કહેવાય. આજે કેટલાક માણુસો કહે છે કે, નરસિંહ મહેતા ઢેડને ઘેર ગયા, તો આપણે કેમ ન જવુ, અને શા માટે ન અડવું?

ગુરુજી—ભાઈ, તમારૂ કહેવુ ખરૂ છે, પણ નરસિહ મહેતાના જેવી આપણી દશા હોવી જોઇએ વળી નરસિહ મહેતા પોને તેમને ઘેર ગયા છે, પણ તેમને અડયા નથી, અને બીજાને તેવો ઉપદેશ પણ કર્યો નથી વળી પોતે એકજવાર એકજ વેગ એક વૈષ્ણુવ ઢેડ ભક્તની માગણી હોવાથી ગયા હતા કઇ ગમે તેવા ઢેડને ત્યા તો ગયા નથી, તેમ તે કદી અડકયા પણ નથી માત્ર આ તો એક પવિત્રતાનો ને આચારવિચારનો નાશ કરવાનુ ઓઠુ છે નરસિહ મહેતાને તો રાજ્યની પણ પરવા નહોતી, તેમ દુનીઆનો કે જ્ઞાતિની પણ પરવા નહોતી પોતાના પ્રભુ સિવાય બીજાની દરકાર તેમણે રાખી નથી આપણે તો વાતો કરનારા છીએ, માયાનો ને આસક્તિનો તો પાર નહિ, અને મોટી મોટી વાતો કરીએ એથી શુ વળે? મોટા કહે તે કરાય, કરે તે ન કરાય શ્રીકૃષ્ણે જે કામ કર્યા તે આપણાથી ન થાય, પણ શ્રીકૃષ્ણે અર્જુનને આપેલા ઉપદેશ પ્રમાણે આપણે વર્તવુ જોઇએ આ સબધમા એક કવિતા હુ કાલે શીખવીશ

વાસુદેવ—ગુરુજી, નરસિહ મહેતાનું એક કીર્તન

ગાય છે તેમા તો લખ્યુ છે કે, "વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે, પરદુ ખે ઉપકાર કરે પણ મન અભિમાન ન આણે રે" આ કાવ્ય ઉપરથી જણાય છે કે, નરસિંહ મહેતા તો બહુ પરોપકારી હોવા જોઈએ

ગુરુજી—ભાઈ, વાત ખરી છે, પણ મહેતા લૌકિક પરોપકારી નથી, અલૌકિક પરોપકારી છે એટલે મહેતાનુ આ કીર્તન લૌકિકમા લેવાનુ નથી લૌકિક દુ ખનુ તો મહેતા જેવા ભગવદ્દીયને ભાન પણ ન હોય સામાન્ય દૃષ્ટિએ મહેતાને પોતાનેજ લોકિક દુ ખ તો ઘણુ હતુ, ગરીબ સ્થિતિ, જ્ઞાતિમા કુસ પ, માણેક મહેતીની પજવણી, લોકોની નિ દા આ બધુ શુ કહેવાય? પણ પ્રભુમા લીન મહેતાને તેની શી દરકાર? જે લોકિક દુ ખને ઓળખેજ નહિ, તે લૌકિક દુ ખનુ વર્ણન પણ ન કરે. અહી મહેતા મોટામા મોટુ દુ ખ જન્મમરણનુ બતાવે છે મતલબ કે વૈષ્ણવ તેને કહીએ કે જે બીજાના જન્મ મરણની પીડા જાણી તેને પ્રભુ ભણી વાળી મુક્તિને માર્ગ લઇ જાય "પર દુ ખે ઉપકાર કરે" આમા પર નો અર્થ મોટામા મોટુ છે ભારેમા ભારે દુ ખ જે જનમવુ ને મરવું તે મટાડવા ભક્તિમાર્ગમા વાળી ઉપકાર કરે, અને તે છતાં મનમા અભિમાન લાવે નહિ પછી તેવા મોટા ભગવદ્દીયના લક્ષણ આપે છે વળી આગળ કહે છે કે "રામ નામશુ

તાળી લાગી સકળ તીરથ તેના તનમા રે ’ જેને પ્રભુના નામની તાળી લાગી હોય તેને સસારના સુખદુખની ખબર જ શાની પડે ? તે તો સદા વ્યસની દશામા પ્રભુમાજ લીન રહે વળી કહે છે કે “ મોહ માયા વ્યાપે નહિ તેને દઢ વૈરાગ જેના મનમા રે ’ જેને સસારમા દઢ વૈરાગ હોય અને જેનામા મોહ અને માયા ન હોય તેને લૌકિક સુખદુખ અડેજ નહિ, કારણ કે લૌકિક સુખદુખની ખબર પડવી એ પણ એક મોહ છે માટે મહેતાનુ કીર્તન લૌકિક ઉદ્દેશને અનુસરીને નથી જો એમ હોય તો મહેતાએ કોઈનુ લૌકિક દુખ મટાડ્યુ નથી, માટે તેમની વૈષ્ણુવમા ગણુના થાય નહિ, કારણ કે પીડા તો તેમણે કોઈની લૌકિક મટાડી નથી ખરી વાત એ છે કે, મહેતાએ તેમની પાસે આવનાર અને તેમના સત્સગમા રહેનારની જન્મમરણુની પીડા મટાડનારો ઉદ્ધારનો માર્ગ બતાવ્યો છે માટે મોટામા મોટી મહાન પીડા જ મમરણુની છે, તે ટાળવી અથવા મટાડવી એ વૈષ્ણુવનુ કામ છે નરસિહ મહેતા ભક્તના લક્ષણુમા તિલક અને માળા પણ આપે છે આ ચિન્હ કેટલાક રાખતા નથી, ઉલટુ શરમ આવે છે આને વૈષ્ણુવતાની મોટી મોટી વાતો કરે છે નરસિહ મહેતા જેવા ભક્તિમાન સત પુરુષને રાજ્ય પણ તુચ્છ છે ભક્તરાજ કુમનદાસને જ્યારે બાદશાહે માગવાનુ કહ્યુ “ જે માગો તે આપુ ” ત્યારે પોતે બીજુ ન માગતા કહ્યુ કે ‘ તે

મારી ભક્તિમા ભગ પડાવ્યો છે, માટે તારૂ મો મને કદી બતાવીશ નહિ " આમ ભક્તો તદ્દનજ બેપરવા હોય છે પદ્મનાભદાસ તદ્દન ગરીબ હતા, છતા જે મળે તે વડે સ્નેહથી સેવા કરી નિર્વાહ કરતા, સતદાસ ચોપડા તદ્દન ગરીબ સ્થિતિમા આવી પડ્યા અને કોડીઓ વેચી નિર્વાહ કર્યો, પણ ગરીબાઇના દુખને તલભાર ન ગણકાર્યું આમ ભક્તોને સસારિક સુખદુખ તો સ્પર્શજ કરી શકતા નથી દેહની પીડા પણ ભક્તોના આનદમા વિઘ્ન નથી કરી શકતી, માટે ભક્તોના કીર્તનોનો અર્થ લૌકિકમા લેવો નહિ

વાસુદેવ—શુ ગુરુજી, કોઇને મન્દદ કરવી એ પરોપકાર નથી?

ગુરુજી—ભાઇ, ભૂખ્યાને આપવુ, દુખીને મદદ કરવી રોગીને પીડા મટાડવી, ધધા વગરનાને ધધે વળગાડવો, વિદ્યા ભણાવવી એ બધા પરોપકાર છે પણ પ્રભુને માર્ગે કોઇને વાળવો એ સૌથી મોટો પરોપકાર છે, માટે મોટા દાનેશ્વરી કરતા પણ સતપુરુષો મોટા પરોપકારી છે, દાનેશ્વરી તો એકાદ ભવમા ધન આપી સુખ આપે, પણ ભક્તો તો પ્રભુને માર્ગ વાળી જન્મમરણના ફેરામાથી મુક્ત કરી અનતકાળ સુધી સુખી કરે છે માટે ભક્તોનો પરોપકારજ મોટો છે, અને શ્રેષ્ઠ પરોપકાર તો તેજ છે

વાસુદેવ—ધન્ય છે એવા સતપુરુષોને ને ભક્તોને કે જેમના સબધથી જન્મમરણનો ફેરો મટે !!

---

## પાઠ ૩૧ મો.

### મોટા પુરુષો કહે તે કરવુ, કરે તે ન કરવુ.

ગુરુજી—શક્તિમાન માણસ ગમે તે કરે, તેનાથી બની શકે, પણ શક્તિ વગરનો જો કરવા જાય, તો મરે નહિ તો માદો પણ પડે, એવી કહેવત આપણામા ચાલે છે શ્રીકૃષ્ણ કરે તે આપણાથી ન થાય, પણ કહેવા પ્રમાણે એટલે આજ્ઞા પ્રમાણે ચલાય, એવો આપણો ધર્મ છે આ વાત ઉપર એક સુદર કવિતા છે સાભળો

પદ.

મોટાનુ વચન સુખ ધામ, કૃતિ રીતે કરીએ,
તે કરે ચહાય[1] તે કામ, આપણુ તો મરીએ-મોટા— ટેક.
પરનારી ક્રીડા કરી શ્રીકૃષ્ણે, તે તો આપણે થાયરે,
ઉર્ધ્વરેત અગ્નિ પીવો, ગોવર્ધન કેમ ધરાય— કૃતિ.
શિવ અર્ધાંગે ઉમીઆ રાખે, પણ આપણને બીવુરે,
તેમ કરીએ જો કામ બાળીએ, કેમ બને હળાહળ પીવુ—કૃતિ.
રૂધિર માસને ભોગે[2] ભવાની, આપણુ હઠીયે ત્યાથીરે,
સિંહ ચઢી દાનવ દળવા, કાઢીએ તે બળ કયાથી— કૃતિ
ખરૂ ખોટુ પણ પુત્રી લાછન[3], બ્રહ્માને કહેવાયરે,
તે જોઇને તેમ કરીએ પણ, સૃષ્ટિ કેમ રચાય— કૃતિ
ચદ્રઇદ્ર ગુરુ પત્ની રમીયા, તેમ કરવુ તો સુલભરે.[4]
અડ પ્રકાશ અમીવૃષ્ટિ નગ[5], પાખો છેદન દુર્લભ[6]— કૃતિ

---

૧ ફાવે તે, ૨ ઉપયોગ કરે, ૩ કલક, ૪ સહેલુ, ૫ પર્વત, ૬ અઘરૂ.

અગ્નિ ભક્ષણ સર્વ કરે, પણ કોઇ કહે નહિ મેલોરે,
તે જોઇને તુ તેમ કરીશ તો સર્વે કહેશે ઘેલો— કૃતિ
કલેશ પ્રિય નારદને જોઈ, રખે તુ ઘેલા કાઢેરે,
સગ તેમનો ભવભયભજન ને, તારો સગ ભવ[1] પાડે—કૃતિ
અસુર પ્રતિ ગ્રહ સુરાપન, શુક્રાચાર્ય નવ જોશોરે,
દિવ્ય ધુતિ મૃત સજીવન[2] વિદ્યા વેળા રોશો— કૃતિ
ગગા મધ્યે મુનિ પરાશર, ઢીમર કન્યા ભોગીરે,
વ્યાસ પ્રકટ મછગધા મૃગમદ ગધા કરી એ યોગી— કૃતિ
કુતાકૃષ્ણા પાચ પતિ પણ, સતી શિરોમણિ કહાવેરે,
તેનુ જોઇ સ્ત્રી અન્ય કરે તો, નિશ્ચય નર્કમા જાવે— કૃતિ
શકર સ્વામીનુ જોઇ શિષ્યે, શ્વપચના[3] ટુકડા ખાધારે,
સીનુ નવ પીવાયુ સગે, બહિર્મુખ થયા બાધા[4]— કૃતિ
પુત્ર તણી બે પુત્રી કશ્યપ, થઈને પિતામહ[5] વરીયારે
તેનો દોષ આપણે નવ જોવો, તે ઘેર હરિ અવતરીયા—કૃતિ
યવની[6] રાખી જગન્નાથ પડિતે, તે તો સહજ બની આવેરે
બાવન ભીડી ગગા ચઢાવી, તે વેળા વેવલા વિણાવે— કૃતિ
મહેતે અત્યજ ઘેર ઓચ્છવ કીધો, તે આપણે નવ જોઇએરે,
હરિએ હાર મહેતાને આપ્યો, તે વેળા પત[7] ખોઇયે— કૃતિ
માટે પ્રમાણ માર્ગે ચાલવુ, ભજવા ગિરિવર ધારીરે,
મોટાની ગતિ મોટા જાણે, દયા દીનતા સારી— કૃતિ

---

૧ સસાર ૨ મરેલાને જીવતુ કરવાની વિદ્યા ૩ અત્યજ ચડાલ ૪ સવ રીતે બધા ૫ દાદા ૬ મુસલમાન સ્ત્રી ૭ આબરૂ

## પાઠ ૩૨ મો.

### વ્રત.

ગુરુજી—ભગુભાઈ, આજે શી તિથિ થઈ?

**ભગુભાઇ**—ગુરુજી, આજે તો એકાદશી થઇ કહેવાય છે એકાદશી તો બહુ પવિત્ર ગણાય છે આપણા શ્રી મહાપ્રભુજીનુ પ્રાકટય પણ એકાદશીને દિવસે છે પોતે ચૈત્ર વદી ૧૧ ને દિવસે પ્રકટ થયા છે

**ગુરુજી**—પણ, ભગુભાઈ, આજે ઉપવાસ કરવો જોઇએ પંદર દિવસે ઉપવાસ કરવાથી મન કબજે રહે છે માટે એકાદશીએ ખાસ ઉપવાસ કરવો જોઇએ

**વાસુદેવ**—ગુરુજી, હુ તો દરેક એકાદશી કરૂ છુ, મારા ઘરના પણ દરેક એકાદશી કરે છે, મારાં મોટી બેન તો તદ્દન કઇ પણ ફળાહાર પણ કર્યા સિવાય એકાદશી કરે છે માત્ર સહેજ દૂધ લે છે

**ભગુ**—ગુરુજી, મારાથી તો એકાદશી નથી થતી, મારાથી ભૂખે નથી રહેવાતુ, હુ શી રીતે એકાદશી કરૂ ?

**ગુરુજી**—ભાઇ, જેનાથી ભૂખે ન રહેવાય તે ફળાહાર કરે ફળાહારમા મેવો તથા સ્વદેશી ખાંડની મિઠાઇ પણ ખવાય વળી કંદમૂળથી પણ ફળાહાર થાય દૂધ પણ પીવાય રાજગરાનો ઉપયોગ પણ ફળાહારમા થાય છે આ વસ્તુ ઓથી ફળાહાર કરીને પણ એકાદશી તો કરવીજ જોઇએ

ભગુ—ગુરુજી, એકાદશીનુ ફળ શુ ?

ગુરુજી—ભગુભાઇ, દરેક એકાદશીના ફળ જુદા જુદા છે, તે એકાદશી માહાત્મ્યમા લખેલુ છે, તે પ્રમાણે ફળ મળે છે એકાદશીનુ ફળ લેવા આપણા માર્ગમા એકાદશી કરવામા આવતી નથી માત્ર એકાદશ ઇંદ્રિયો વશ કરીને પ્રભુમા જોડવા માટે એકાદશી ઉપયોગી છે એકાદશી કરવાથી મન નિર્મળ અને શાત રહે છે, તથા અન્નદોષનું પણ નિવારણ થાય છે, સામાન્ય દૃષ્ટિએ આરોગ્ય પણ સારૂ રહે છે પાચનક્રિયાને રાહત મળે છે, ને તેથી તેની સ્વચ્છતામા અને પાચનશક્તિમા વધારો થાય છે આમ બે પ્રકારના લાભ છે આપણા શ્રીમહાપ્રભુજી પણ એકાદશી કરતા હતા એકવાર શ્રીજગદીશમા પધાર્યા, ત્યારે એકાદશી હતી, આ દિવસે પોતે દર્શન કરવા ગયા, ત્યારે ત્યાના સેવકોએ પોતાના શ્રીહસ્તમા શ્રીજગદીશનો પ્રસાદ મૂકયો, હવે પોતે જો પ્રસાદ આરોગે, તો એકાદશી વ્રત ભાગે, અને ન આરોગે તો પ્રસાદની અવગણના કરી કહેવાય, આથી પોતે બહુ ચતુર હોવાથી પ્રસાદનુ પણ માહાત્મ્ય રહે, અને એકાદશી વ્રત પણ રહે, માટે આખી રાત ઉભા ઉભા હાથમા પ્રસાદ રાખી પ્રસાદનુ માહાત્મ્ય વર્ણવ્યુ અને દ્વાદશીના વહાણામા પ્રસાદ આરોગી ગયા આવો પૂર્ણ આગ્રહ પોતાનો એકાદશી કરવામા હતો, શ્રીગોકુ-

ળનાથજી પણ નિરાહાર એકાદશી કરતા, માત્ર એક દ્રાક્ષનો દાણો મોમા ઘાલી બે દાત વચ્ચે દાબીને કાઢી નાખતા આમ એકાદશીની બાબતમા આપણા સપ્રદાયમા ખાસ નિશ્ચય છે, માટે અકાદશી કરવી જોઇએ

વાસુદેવ—ગુરુજી, અમારે ઘેર તો બીજા વ્રત પણ કરાય છે અમે તો જન્માષ્ટમી પણ કરીએ છીએ

ગુરુજી—હા વાસુદેવ, એકાદશી ચોવીસ ઉપરાત બીજા ચાર વ્રત આપણે કરવાના છે એ ચાર વ્રત શ્રીઠાકોરજીના પ્રાકટયની જયતિઓ છે જેમ શ્રાવણ વદિ ૮ શ્રીકૃષ્ણના પ્રાકટયનો દિવસ હોવાથી જયતિ મનાય છે તેમ શ્રીરામચદ્રજી, શ્રીવામનજી અને શ્રીનરસિહજીના પ્રાકટયને દિવસે પણ જયતિઓ મનાય છે તે દિવસોએ પણ ઉપવાસ કરવામા આવે છે ભક્તો પ્રભુ પ્રકટ થવાના હોવાથી ઉપવાસથી ઇદ્રિયોનો નિરોધ પ્રભુમા કરી તે દિવસોએ ખૂબ ભજન કરે છે શ્રીરામચદ્રજીનો જન્મ ચૈત્ર સુદિ ૯ ને દિવસે છે, તેથી તે દિવસે પણ ઉપવાસ કરી જયતિ મનાય છે આને રામનવમી કહે છે શ્રીવામનજીનો જન્મ ભાદરવા સુ ૧૨ ને દિવસે છે, માટે તે દિવસે પણ ઉપવાસ કરી જયતિ મનાય છે આને વામન દ્વાદશી કહે છે શ્રીનરસિંહ ભગવાનનો પ્રકટ થવાનો દિવસ વૈશાખ સુદિ ૧૪ છે આને નરસિહ ચૌદસ કહે છે આ

દિવસે પણ ઉપવાસ કરાય છે ભક્ત પ્રલ્હાદનુ રક્ષણ કરવા પ્રભુ આ દિવસે થાભલામાથી પ્રકટ થયા હતા આ ચાર જયતિ અને ચોવીસ એકાદશી મળીને કુલ ૨૮ ઉપવાસ કે વ્રત આપણે કરવા જોઇએ બીજુ કાઈ વ્રત આપણે કરવાની જરૂર નથી અહી યાદ રાખવુ જોઇએ કે, આપણે વૈષ્ણવી એકાદશી કરવાની છે એકાદશી કરવાથી આપણા મન અને ઇંદ્રિયો નિર્મળ થઈ પ્રભુમા પ્રસન્નતા વધે છે, માટે અવશ્ય એકાદશી કરવી જોઇએ

કનુ—ગુરુજી, હુ તો હવે એકાદશી કરીશ, પણ ફળાહાર કરીને કરીશ મારા દાદીમા હમેશા એકાદશી કરે છે, હુ પણ તેમની જોડે કરીશ

ગુરુજી—કનુભાઈ, ન રહેવાય તો ફળાહાર કરીને પણ વ્રત કર્યા વગર રહેવુ નહિ શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાઇજી, શ્રીગોકુળનાથજી અને અનન્ય વૈષ્ણવો આજ્ઞા કરે, તે આજ્ઞા આપણે પાળવીજ જોઇએ આજે પણ બધા ઉપરના વ્રતો કરે છે માદા હોઇએ, તો ન થાય તો ચાલે, પણ સાજા હોઇએ તો તો જરૂર વ્રત કરવા જોઇએ, એટલે માદા ન પડાય એકાદશી કરીને પ્રભુની સેવા અને ભજનજ કરવુ જોઇએ, આ વાત ખાસ લક્ષમા રાખવી

## પાઠ ૩૩ મો.

## જીવને શિખામણ. ( ચાબખા )

### રાગ-કાફી.

ફૂલ્યો શુ ફરે છે રે, ભૂલ્યો ભવકૂપમા[1] પડયો,
મનુષ્ય દેહ રૂપી રે, ખોયો મણિ હાથે ચઢયો— ટેક૦

શુ થયુ જો સપત્તિ ઘણી મેળવી, શુ થયુ મોટે ઘરબાર,
નિશ્ચળ[2] થઇ હરિને ના ભજ્યા, ભુડા ધિક્ક તારો અવતાર,
ધિક્ક તારૂ જીવ્યુ રે, દૈવે તને શાને ઘડયો— ફૂલ્યો

ડાહ્યો થઇ દુનિઆમા ફર્યો તુ, તેણે શુ સર્યુ તારૂ કાજ,
તુ શે'ન જાણે જે જાવુ પલકમા, કેમ કરી રહેશે લાજ,
ડહાપણ તારૂ જાણ્યુ રે, જ્યારે જમ હાથે ચઢયો—ફૂલ્યો

વરણાગીમા વાટજ[3] ઉઠી, જ્યારે નર્કમા વાસ ઠર્યો,
મિથ્યા જનની ભારે મારી અલ્યા, જન્મ ધર્યો ન ધર્યો,
માટે જોને જાગી રે, અવસર આવી મળ્યો— ફૂલ્યો

સમજ માન મન મારી શિખામણ, મમતા[4] મુકી પરી,
સ્મરણ કર પરબ્રહ્મ પુરૂષોત્તમ, રાધાકૃષ્ણ શ્રીહરિ,
ત્યારે જાણે રે, સૌથી તુ સરસ નિવડયો[5]— ફૂલ્યો

---

૧ સસારરૂપી માયાના કુવામા ૨ દઢ, અનન્ય ૩ અગ્નિ
૪ હુપદ, મારાપણુ ૫ પાકયો, સફળ થયો

# પાઠ ૩૪ મો.

## પરચુરણ ધાર્મિક સિદ્ધાંતો.

(૧) ભક્તનુ જીવન યજ્ઞમય છે, ભગવદ્‌ભક્તિ એજ એનો યજ્ઞ છે, એ અલૌકિક યજ્ઞની વેદી તિલક છે વેદી વગર યજ્ઞ થઇ શકેજ નહિ વેદીની તો યજ્ઞના આરભમાજ ખાસ જરૂર છે

(૨) વિશ્વને ભક્તિમય વ્યવહાર વડે ભુલી જઈ પ્રભુમા લીન થવુ એજ મનુષ્ય જન્મનો ઉદ્દેશ છે

(૩) ભુલી જવુ એજ મનુષ્ય જન્મનો ઉદ્દેશ છે, પ્રભુમા લીન થનારનુ જ્ઞાન પણ નાશ પામે છે, કારણકે નિર્ગુણ પ્રભુમા લીન થયા પછી સગુણ જ્ઞાન ક્યા રહી શકે ?

(૪) ભક્તિમય વ્યવહારમા કોઈ પણ પ્રકારની વાસનાને કે પ્રપચને સ્થાનજ ન હોઇ શકે જો હોય તો તેટલી ભક્તિમય વ્યવહારમા ખામી જાણવી

(૫) કોઇ વસ્તુને સ્પર્શ કર્યાથીજ પ્રેમ થાય છે, એમ બોલે તે માયાવી છે પ્રભુને આપણે સાક્ષાત દેખતા નથી, તેને સાક્ષાત સ્પર્શ પણ નથી કરી શકતા, છતા તેનાપર અનહદ પ્રેમ બતાવી શકીએ છીએ

(૬) શત્રુ અને મિત્ર એવો દ્વૈતભાવ ભક્તમા હોઇ શકેજ નહિ જો જણાય તો લોકકલ્યાણ માટે કે લોક સગ્રહાર્થે છે, એમ જાણવુ

(૮) ભક્તિમા કે ભક્તિમય વ્યવહારમા સ્વાર્થની ગધ સરખીએ ન જોઇએ સ્વાર્થની ગધ એ તો દુર્ગંધ છે

(૯) ભક્તની પ્રતિષ્ઠા એ તો પ્રભુની પ્રતિષ્ઠા છે, ભક્તનો તેનાપર હકજ નથી, કારણકે પ્રભુના સબધ વડેજ તેની પ્રાપ્તિ હોય છે

(૧૦) મનુષ્ય અથવા તેનો આત્મા નિદાને કે સ્તુતિને પાત્ર નથી, તેનામા રહેલા દુર્ગુણો અને સદ્ગુણોજ નિદા અને સ્તુતિને પાત્ર છે

(૧૧) કેટલીક વાર લોક સગ્રહાથે નિર્ગુણ ભક્તને પણ પ્રવાહી જેવા જણાતા કર્તવ્યોમા ઉતરવુ પડે છે, પણ વસ્તુત તે પ્રવાહી કાર્યો નથી શ્રીકૃષ્ણ નિર્ગુણ પ્રભુ છતા પૂતના, શકટાસુર, તૃણાવર્ત, કસ વગેરેને મારે છે, અર્જુનનો રથ પણ હાકે છે, ને ગોપીજનો પાસે અવિચ્છિન્ન પુષ્ટિલીલા પણ કરે છે

(૧૨) સામાન્ય પ્રવાહી અને મર્યાદા જીવો કરતા પુષ્ટિભક્તનુ જીવન જુદુજ છે, માટે તેઓ કરતા ભક્તનુ જીવન ઘણુ ઉચુ અને મહા રસિક હોવુ જોઇએ

(૧૩) કોઈવાર ભક્તના કાર્યમા શકા આવે, તો ભગવદિચ્છા વિચારી મૌન રાખવુ, કારણકે ભક્તને દોરનાર પ્રભુજ છે

(૧૪) રાજાને સર્વ વસ્તુ સોપ્યા પછી તેને ચોરાયાની કે લુટાયાની ભીતિ હોઈ શકે નહિ, તેમ અનત બ્રહ્માડોના નૃપતિ શ્રીકૃષ્ણને આપણે સર્વ અર્પણ કર્યું, ત્યારપછી કોઈ બાબતમા આપણને ચિતા કેવી ?

(૧૫) દુનિઆના કોઈ પણ કાર્યમા પ્રભુનેજ કારણભૂત જોવા, એ નિર્ગુણ દૃષ્ટિ છે, એ સર્વાત્મભાવનુ એક લક્ષણ છે

(૧૬) વિરોધમા રસ છે, પણ વૈમનસ્યમા રસ નથી સ્ત્રી અને પુરુષના ગુણ અને શરીરની રચનામા વિવિધતા કે વિરોધ છે, તેથીજ બેઉના સબધમા રસ અને સ્વાદ છે બેને વૈમનસ્ય થાય તો રસ તિરોભુત થઇ જાય

(૧૭) રાખમા હોમેલુ ઘી મિથ્યા જાય છે, તેમ જેનામા પ્રેમનો છાટો નથી, તેના આગળ સ્નેહની વાત મિથ્યા જાય છે

(૧૮) નરી આબરૂ, નર્યું ધન, નર્યા અન્ય સાધનો પ્રભુ પ્રાપ્તિમા કઇજ ઉપયોગી નથી સસાર છોડતા તો તે સર્વ અહીંજ રહેવાના છે ફક્ત પ્રભુજ આપણો ખરો સાથી છે જો આટલુ જ્ઞાન થાય તો અન્યમાથી આસક્તિ છુટી પ્રભુમા પેસી જાય

(૧૯) ભક્તિમય જીવનમાજ લહેર, મિઠાશ, સ્વાદ અને લહેજત છે, અને તે સર્વ પ્રભુ સબધી હોવાથી અચળ છે

**સમાપ્ત.**

---

**આભાર**—આ પુસ્તકની એક હજાર નકલો પરમ ભગવદીય શેઠજી ધરમસી માધવજી ઠાકરસીએ પોતાના ખર્ચે લઇ મફત વહેચાવી છે

## વૈષ્ણવબાલગ્રંથમાળા.

**વૈષ્ણવ બાળપોથી**—એક ભક્તિવાળી માતા પોતાના કુમળા બાળકની ધર્મવૃત્તિઓ કેવી રસિક રીતે ખીલ આ તદ્દન સહેલી ભાષામાં લખાયલા પુસ્તકમાં બતા૦ કીં. ૦-૧-૬, સો પુસ્તકના રૂ ૮

**પહેલો ભાગ**—સવારે પથારીમાંથી ઉઠતાવેત અને તે ટુંકામાં ટુંકો નિત્ય નિયમ કેવો હોવો જોઇએ, તેનો ચિતાર આ ગ્રંથમાં છે છુટક નકલના ત્રણ પૈસા અને ૧૦૦ નકલના ૪ રૂપ

**બીજો ભાગ**—આ ભાગ તો નાનાં બાળકો હોંશથી ખુશ થઇને વાચ્યાજ કરશે પાંચ હજાર નકલો ખપી ગઇ છે આવૃત્તિ મોટા સુધારા વધારા સાથે કવિતાઓ ઉમેરીને છપાવી છુટક નકલના છ પૈસા અને ૧૦૦ નકલના ૮ રૂપીઆ

**ત્રીજો ભાગ**—બીજી આવૃત્તિ પચીસને બદલે ત્રીસ સ્વદેશી અને આચારવિચાર બાળકોની ભાષામાં બતાવનારૂ ધા પુસ્તક. કીંમત સવા બે આના, ૧૦૦ નકલના બાર રૂપીઆ

**બાલિકાશિક્ષા**—એક સેવા રસિક ભક્તિવાળી માતા પોત નાની બાળાની સેવારસની ભાવના શી રીતે ખીલવે તે પુસ્તકમાં સુંદર રીતે સહેલી બાળભાષામાં બતાવ્યું છે ૦-૧-૬, સો પુસ્તકના રૂ ૮.

**વૈષ્ણવધર્મપતાકા**—સરળ ભાષામાં ભક્તિમાર્ગીય સિદ્ધાંતે પ્રચાર કરનાર સરળ ધાર્મિક માસિક બહોળુ વાચન પુરૂ પા છતાં લવાજમ ટપાલખર્ચ સાથે રૂ. ૨)

---

લેખક અને પ્રકાશક—મોતીભાઈ અવિચળભાઈ પ
શ્રીદેવકીનંદન નિવાસ, સ્ટેશન પાસે-અમદાવાદ

મુદ્રક—સોમાલાલ મંગળદાસ શાહ
ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ, પાચકુવા—અમદા